JAIN RELIGIOUS SERIES.

Part II.

॥ શ્રી ॥

# જૈનમાર્ગપ્રવેશિકા.

નંબર ૨ જો.

अहिंसा परमो धर्मः
सिद्धिः स्याद्वादात्
ज्ञानक्रियाभ्यां मोक्षः

યોજક લાલન.



વીરાત્ ૨૪૩૪.

મુંબઈ:—ધર્મ વિજય પ્રેસમાં છાપી છે.

—:૦:—

# જૈનમાર્ગપ્રવેશિકા.



જૈનધર્મસંબંધી જ્ઞાનનાં ખાસ ઉપયોગી મૂળતત્ત્વોને દેશકાલની પદ્ધતિમાં ગોઠવી વિદ્યાર્થિઓના હૃદયમાં સુગમતાથી સ્થાપિત કરવા એ, આ પુસ્તકમાળાનો મૂળ ઉદ્દેશ છે. એની શરૂઆતમા બે પ્રાઇમરો છે. ત્યારકેડે આ પહેલા નંબરથી લઇને હાલ પાંચમા નંબરસૂધી પાંચ ચોપડીઓ તૈયાર કરી છે. મેટ્રિકનો અભ્યાસ પૂર્ણ થાય તેટલામાં જૈનવિદ્યાર્થિઓએ આ પાંચ ચોપડીઓનું જ્ઞાન અવશ્ય મેળવી લેવું જોઇએ. કૉલેજના વિદ્યાર્થિઓ માટે ખાસ ઉંડા ધર્મજ્ઞાનની બીજી પુસ્તકમાળા તૈયાર કરવામાં આવશે.

## જૈનમાર્ગપ્રવેશિકાના વિષયોનો સંક્ષેપ.

**જૈનમાર્ગપ્રવેશિકા. નં ૧ લો.** કિંમત ૨ આના.

### સાર્થમુખપાઠ.

| | |
|---|---|
| ૧ સમય | ધર્મ, પ્રમાણુગ્રન્થ, ઇશ્વર, ગુરૂ, આત્મા, કર્મ, સ્વર્ગ. નરક, મુક્તિ, સદસત્કર્મ અને પરોપકારના પાઠો. |
| ૨ આચાર | સામાન્ય આચાર, વ્યસનત્યાગ, સંસ્કાર, શૌચ, નિત્યકર્તવ્ય, તથા સાધુશ્રાવકસંબંધી હકીકતના પાઠો. |
| ૩ નીતિ | નીતિની વ્યાખ્યા, નીતિના મૂળ નિયમ, આપણી ફરજો તથા સદ્દગુણો સંબંધી પાઠો. |
| ૪ પરિશિષ્ટ | જૈનના કેટલાક પ્રચલિત સિદ્ધાંતોવિષે પાઠો. |

JAIN RELIGIOUS SERIES.
Part II.

॥ શ્રી ॥

# જૈનમાર્ગપ્રવેશિકા.

નંબર ૨ જો.

अहिंसा परमो धर्मः
सिद्धिः स्याद्वादात
ज्ञानक्रियाभ्यां मोक्षः

યોજક લાલન.



વીરાત્ ૨૪૩૪.

મુંબઈઃ—ધર્મ વિજય પ્રેસમાં છાપી છે.

—:૦:—

કીંમત ૩ આના.

# પ્રસ્તાવના.

જૈનમાર્ગ પ્રારંભપોથી ભાગ ૧ લો બાળવર્ગ અને ગુજરાતી પહેલી ચોપડીમાં ચલાવવાને યોગ્ય જણાયો છે. બીજા ધોરણમાં જૈનમાર્ગ પ્રારંભપોથી ભાગ પહેલા ઉપરાંત ભાગ બીજો ચલાવી શકાય એવું છે.

આ પ્રારંભ પોથીના બન્ને ભાગ પૂર્ણ થયા પછી. જૈનમાર્ગપ્રવેશિકાની શરૂઆત થાય છે. અને પ્રારંભપોથીના બન્ને ભાગમાં ઘણુંકરીને જૈનધર્મને બીજા ધર્મ સાથે સામાન્યતા હોય તેવા સિદ્ધાંતો જણાવવામાં આવ્યા છે. પ્રવેશિકા નંબર પહેલામાં સહેજ જૈનધર્મની વિશેષતા આવે છે. તે ગુજરાતી ત્રીજા ચોથા ધોરણમાં શીખવી શકાય તેવું જાણવામાં આવેલું છે. આટલું થયા બાદ જૈન ધર્મ પ્રવેશિકા નંબર ૨ અંગ્રેજી ધોરણ પહેલા અને બીજામાં ચલાવવો જોઇએ. આ નંબર બીજામાં જૈનધર્મની વિશેષતા ઉપરના પુસ્તકો કરતાં આમાં વિશેષ દેખાડવામાં આવી છે.

જૈન પરિભાષાની પણ આમાં બહુલતા છે. તથાપિ તેને સમજાવવાનો કેટલેક સ્થળે પ્રયત્ન કર્યો છે. અને કેટલેક સ્થળે એ પરિભાષાઓના સરળ પર્યાયો આપવામાં આવ્યા છે.

**જૈનધર્મજ્ઞાનમાં** પ્રવેશ કરવાને આ માળાનું આ ચોથું પુસ્તક છે. પાંચમું પુસ્તક અને છઠ્ઠું પુસ્તક પણ તૈયાર છે, જે ઉ જન મળતાં પ્રસિદ્ધિ પામશે.

આ માળા ઉપરાંત પ્રત્યેક વર્ગમાં પ્રારંભપોથી ભાગ ૧--૨ માં જેવી દ્રષ્ટાંતિક કથાઓ આપવામાં આવી છે, તેવી ૧૦૮

તૈયાર કરવાનો પ્રયત્ન ચાલુ છે. જેને પણ ઉત્તેજન મળતાં બહાર પાડવામાં આવશે.

બાળકની બુદ્ધિપર જીવવિચાર, નવતત્ત્વ કે સામાયક પ્રતિક્રમણનો પ્રથમજ દુઃસહ્ય બોજો નાખવા કરતાં રફ્તે રફ્તે આવા જૈન ધર્મના સામાન્ય અને વિશેષ સિદ્ધાંતોવડે માર્ગ સરળ કર્યા પછી તેને ઉપર લખેલા પ્રકરણોનો મૂળ પાઠ અને તેના અર્થ વગેરે શીખવવાને સુગમ થઇ પડશે, એવો સંભવ છે.

આટલા માટે આ પુસ્તકના પ્રત્યેક પાઠમાં પ્રમાણ રૂપે સંસ્કૃત યા માગધી ગાથા આપવામાં આવી છે. આ શ્લોક યા ગાથાનો મુખ પાઠજ નહિ પણ તેનો અર્થ અને ભાવાર્થ બાળકના મગજમાં યથાસ્થિત ઠેરવવા યત્ન કરવો.

આ પુસ્તકમાં જીવવિચાર, નવતત્ત્વને કર્મગ્રંથ જેવા કઠિણ વિષયમાં પણ સરળતાથી પ્રવેશ થઇ શકે તેવો યથા શક્તિ પ્રયાસ કરવામાં આવ્યો છે.

પ્રત્યેક પાઠને અંગે પરીક્ષા પાઠો આપ્યા છે, તેના પ્રશ્નોમાં શિક્ષકો વધારો ઘટાડો કરી શકે એમ છે. તેમજ પ્રશ્નોના ઉત્તર છોકરાંઓ પોતાની ભાષામાં આપે તો પુસ્તક રચવાનો જે હેતુ છે તે કેટલેક અંશે બર આવે છે કારણકે ખરું બંધારણ ખરી સમજના ઉપર આધાર રાખે છે.

આ પુસ્તક પ્રસિદ્ધ થવામાં જે ગ્રહસ્થોએ તથા મુનિ મહારાજશ્રીઓએ જે યથા યોગ્ય સહાય આપી છે તેમનો અંતઃકરણથી ઉપકાર માનવામાં આવે છે.

**વીરાત્મજ લાલન.**

ॐ

# જૈનમાર્ગ પ્રવેશિકા.

નંબર ૨ જો.

## ખંડ ૧. લો.

## મૂળતત્ત્વો.

### પાઠ ૧. જીવ.

આત્મા એ જીવ છે, અને જીવ તેજ આત્મા છે; તથાપિ જ્યાંસુધી તે કર્મસહિત હોય, ત્યાંસુધી તેને જીવ કહેવો અને કર્મરહિત થાય, ત્યારેજ તેને આત્મા કહેવો, એ વધારે સારૂં છે. આત્મા મૂળ સ્વભાવે ચૈતન્ય[1] સ્વરૂપ હોવાથી **અનંત જ્ઞાનવાન્** અને **અનંત વીર્યવાન[2]** છે સાક્ષાત્ **પરમેશ્વર** જેવો છે, પરંતુ જડસ્વભાવી કર્મથી અવરાઈ[3] પોતાનું ખરૂં સ્વરૂપ અનાદિ કાળથી ભૂલી ગયો છે. એ અનાદિ ભૂલથી કર્મને લીધે લાચાર બની રહેલા જીવને જન્મ, મરણ, રોગ, ચિંતા, ભય, શોક વગેરે મહા મહા દુઃખો આ સંસારમાં અનેકવાર ભોગવવાં પડે છે; માટે ગુરૂ પાસેથી કે આત્મવિચારથી પોતાનું ખરૂં સ્વરૂપ ઓળખી પોતાના મૂળ સ્વભાવ પ્રમાણે જ્ઞાન અને શકિત[4] ફેરવી વર્તન કરવા માંડીએ તો સઘળાં કર્મને તોડી નાખીએ. કર્મના પાશમાંથી

---

૧ જ્ઞાન સ્વરૂપ. ૨ શક્તિવાન. ૩ ઢંકાઇ. ૪ વીર્ય-પરાક્રમ.

છુટતાં જન્મ, મરણ આધિ[1]-વ્યાધિ[2]-ઉપાધિના[3] દુઃખો હમેશને માટે નાશ પામે છે અને સાદિ[4] અનંત કાળસુધી જ્ઞાનરૂપે-વીર્યરૂપે-આનંદરૂપે જીવ પોતે થઇ રહે છે.

આવો સર્વ કર્મથી છુટેલો આત્મા પૂર્ણ પવિત્ર થવાથી ફરીને કદાપિ કર્મની ઉપાધિમાં[5] આવતો નથી. હમેશાં મુકતરૂપે પરમાનંદને પ્રાપ્ત થાય છે. આમ કર્મ સ્વભાવે જીવ દુઃખી થાય છે, અને આત્મ સ્વભાવે શાશ્વતું[6] સુખ પામે છે.

જીવ અનેક છે, અને એ જીવના કર્મને લીધે કેવા વર્ગ પડી શકે છે[7] તે હવે આપણે આગલા પાઠમાં સમજશું.

---

## પરીક્ષા પાઠ ૧.

જીવનું બીજું નામ શું છે?
આત્મા મુળ સ્વભાવે કેવો છે?
આત્માનું મૂળરૂપ શાથી ઢંકાયુ છે?

---

૧ મનની પીડા-ચિંતા. ૨ શારીરિક પીડા. ૩ પર સંસારિક પીડા. ૪ મોક્ષસ્થિતિના આરંભથી. ૫ પંચાતી-જંજાલ. ૬ હમેશનું. ૭ કર્મને લીધે નાના પ્રકારની ચોરાશી લાખ યોનીમાં (જાતિમાં) વારંવાર વેંચાયો છે; પોતે સ્વભાવે જ્ઞાનવાન્ હોવા છતાં મૂર્ખ, દર્શનવાન્ હોવા છતાં ખોટો, ચારિત્રવાન્ હોવા છતાં દુષ્ટ, પરમસુખરૂપ હોવા છતાં દુઃખી, વીર્યવાન્ હોવા છતાં નિર્બળ, સુખરૂપ હોવા છતાં દુઃખ, મરણ જન્મથી પર—અમર હોવા છતાં મર્ત્ય (મર્ણવાન્), અરૂપ હોવા છતાં આકાર વાળો, અગુરૂ લઘુ હોવા છતાં ભારે હલકો એ થાય છે. આ બધું કર્મને લીધે થાય છે, માટે પોતાનું શુદ્ધ સ્વાભાવિક સ્વરૂપ ઓળખી કર્મને ક્ષય કરી જિનેશ્વર જેવા થવું એજ આપણું કર્તવ્ય છે.

કર્મ ક્યારથી વળગ્યાં છે?
આત્મા બળવાન્ કે કર્મ બળવાન્?
આત્મા કર્મથી છૂટો થાય તો ફરી બંધાય કે?
આત્મા કેટલા છે?

---

## પાઠ ૨. જીવના વર્ગ.

સઘળા જીવના બે વર્ગ છે:—**સિદ્ધજીવ**[1] અને **સંસારીજીવ.** જેઓ કર્મને તોડી દેહથી મુક્ત થયા તેઓ **સિદ્ધ** છે, અને જેઓ કર્મના સંબંધથી દેહ ધારણ કરીને સંસારમાં રહેલા છે તે **સંસારી જીવ** છે.

સંસારી જીવ બે વર્ગમાં વેંહેચાયેલા છે; **ત્રસ** અને **સ્થાવર.** ત્રસજીવ[2] હરીફરી શકે છે અને સ્થાવરજીવ[3] સ્થિર રહેછે. સ્થાવર જીવોને માત્ર એકલું શરીર હોય છે, તેથી તે એકેંદ્રિય-વાળા જીવો ગણાય છે. તેઓને સ્પર્શેંદ્રિવાળા પણ કહે છે તેના પાંચ વર્ગ છે:—પૃથ્વીકાય,[4] અપકાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય; એટલે માટી, પાણી, અગ્નિ, વાયરો અને લીલાંઝાડ એ જીવો. આ પાંચે સ્થાવર જીવો, વળી બે રૂપે રહેલાં છે. **સૂક્ષ્મરૂપે** અને **બાદરરૂપે;** સૂક્ષ્મ એટલે બારીકમાં બારીકરૂપ અને બાદર એટલે ઘટ્ટ થયેલું સ્થૂલ[5]રૂપ.

---

૧ સકલ કર્મને તોડી પરમ વિશુધ્ધ થયેલ આત્મા ૨ ત્રાસ પામી ભાગનાર. ૩ હાલેચાલે નહિં તે, ૪ કાયા-શરીર ૫ જાડું.

## પરીક્ષા પાઠ ૨.

જીવના સામાન્ય રીતે કેટલા વર્ગ પડે ?
સિદ્ધ તે કોણ ?
સંસારી જીવના સામાન્યપણે કેટલા વર્ગ પાડેલા છે ?
ત્રસ એટલે ?
સ્થાવર એટલે ?
સ્થાવરને કેટલી અને કઇ ઇંદ્રિય હોય છે ?
સ્થાવરના કેટલા વર્ગ છે ?
પાંચે સ્થાવર કેટલા રૂપે રહેલ છે ?

---

## પાઠ ૩. સૂક્ષ્મ, એકેંદ્રિય–સ્થાવર.

સૂક્ષ્મ સ્થાવરથી આખું જગત્ ભરેલું છે. તેઓ સૂક્ષ્મ નિગોદમાં રહેનાર ગણાય છે. સૂક્ષ્મ નિગોદ એટલે અતિશય નાનું અનંત જીવોથી ભરેલું સૂક્ષ્મ ગોલકરૂપ શરીરપિંડ. આ નિગોદના જીવ એટલા બધા છે કે તેની સંખ્યાજ ન થઇ શકે, તેથી તે અનંત ગણાય છે.

સૂક્ષ્મ નિગોદ એ જીવનુ વ્યવહારે આદિસ્થાન ગણાય છે. બીજા તમામ જીવો, પ્રથમ એ રૂપમાં હતા.

આ સ્થિતિ એવી છે કે એમાં જીવો પોતાની મેળે વારંવાર જન્મ્યા મર્યા કરે છે. તેઓનાં શરીર એટલાં તો બારીક છે કે આપણા શસ્ત્રોથી તે ભેદાય નહીં, અગ્નિથી બળે નહીં, અને આપણી આંખે દેખાય નહિં.

આ નિગોદ સ્થિતિમાં જીવ અનાદિ કાળ સુધી જન્મ મરણનું અને સંકોચાઈ રહેવાનું અનંત દુઃખ સહન કરે છે.

સઘળા એકેંદ્રિય જીવો ઘોર અજ્ઞાનથી છવાઈ રહી બેભાનપણામાં પડેલા હોય છે, તોપણ જીવ માત્રના જે અસંખ્ય પ્રદેશોમાંના આઠ મધ્ય પ્રદેશો ખુલાં હોય છે, તે આઠ પ્રદેશો જેને **આઠ રૂચક** કેહેવામાં આવેછે, તે આ સૂક્ષ્મ નિગોદ સ્થિતિમાં પણ ખુલ્લા હોય છે. જો એ પણ ઢંકાઇ જતા હોય તો જીવ અને અજીવ સરખાજ થઈ પડે.

આપણા **જૈનશાસ્ત્રમાં** એમ કહ્યું છે કે આપણે એક શ્વાસ લઇએ એટલી વારમાં નિગોદનો જીવ **સાડા સતર ભવ** કરે છે.

---

### પરીક્ષા પાઠ ૩.

સૂક્ષ્મ સ્થાનકને શું કહે છે?
નિગોદ એટલે?
નિગોદના જીવ કેટલા છે?
અનંત એટલે?
તમામ જીવો આદિમાં કયાં રહે છે?
સુક્ષ્મ સ્થાવર જીવોને કોઇ મારવા કે બચાવવા ધારે તો તેમ થઈ શકે કે નહિં?
સુક્ષ્મ સ્થાવરોને આપણે જોઇશકીએ કે નહિં?
આ સ્થિતિમાં રેહેનાર જીવો અને અજીવો એમાં ફરકશો?
આ જીવો કેટલી ઉતાવળથી મરે જન્મે છે?

---

## પાઠ ૪. બાદર એકેંદ્રિય.

બાદર એકેંદ્રિયમાં પૃથિવી, અપ, તેજસ અને વાયુના એક એક શરીરપિંડમાં અસંખ્યાત જીવો ભરાઈ રહેલા હોય છે.

માટીની એક કણિયામાં, પાણીના એક બિંદુમાં, અગ્નિના એક તણખામાં અને વાયુના એક નાનામાં નાના ચક્રમાં અસંખ્યાત એટલે જેની સંખ્યા નહિં થાય એટલા બે સુમાર જીવો રહે છે.

પાંચમા સ્થાવર વનસ્પતિના બે વર્ગ છે. **સાધારણ વનસ્પતિ** અને **પ્રત્યેક વનસ્પતિ.** સાધારણ વનસ્પતિને બાદર નિગોદ કહે-છે. એમાંના ગોલક સૂક્ષ્મ ગોલક કરતાં ઘટ્ટરૂપ હોવાથી બાદર ગણાય છે.

આ દરેક બાદર ગોળામાં અનંત જીવો રહે છે. તેથી તે સર્વ જીવોનું સાધારણ એક શરીર હોવાથી તેને સાધારણ વનસ્પતિ કહેવામાં આવેછે.

આ બાદરનિગોદરૂપ સાધારણ વનસ્પતિકાયના જીવ **અનંતકાયના** નામે ઓળખાય છે. તમામ કંદમૂળ **અનંતકાય** છે, તથા બીજી પણ કેટલીક વનસ્પતિ અનંત કાય છે. તેના માટે સામાન્ય ઓળખ એ છે કે,

**गूढसिरसंधिपव्वं समभंगमहीरुगं च छिन्नरुहं**
**साहारणं शरीरं—तन्निवरीयं च पत्तेयं**

જેની સીરાઓ, સાંધા અને ગાંઠા ગૂઢ[1] રહેલા હોય, જેને ભાંગતાં સરખાઇથી ભંગ પડી બે ફાડીયાં થાય અને તાંતણા કે તાર નહિં રહે, અને જેને કાપીને રોપતાં ફરીથી ઉગે તે **અનંતકાય,** અને તેથી વિપરીત[2] તે **પ્રત્યેક વનસ્પતિ** કહેવાય છે.

---

૧ છૂપા. ૨ ઉલટા.

## પરીક્ષા પાઠ ૪.

બાદરરૂપે રહેલા પૃથ્વી, અપ, તેજ, વાયુના શરીરપિંડમાં
કેટલા જીવ રહે છે ?
અસંખ્યાત એટલે ?
બાદર વનસ્પતિના કેટલા વિભાગ છે ?
સાધારણ વનસ્પતિને બીજું શું નામ અપાયલું છે ?
બાદર નિગોદમાં કેટલા જીવ હોય છે ?
એનેજ ત્રીજા કયા નામથી ઓળખવામાં આવે છે ?
અનંતકાળનું સામાન્ય લક્ષણ શું તેની ગાથા બોલો ?
એનો અર્થ શો ?

---

## પાઠ ૫. પ્રત્યેક વનસ્પતિ.

પાંચ સૂક્ષ્મ સ્થાવર અને પાંચ બાદર સ્થાવર મળી દશ પ્રકાર થયા. હવે પ્રત્યેક વનસ્પતિ નામે અગીઆરમો પ્રકાર ગણાય છે. પ્રત્યેક વનસ્પતિનું સૂક્ષ્મ રૂપ તો હોઈ શકેજ નહિં. કેમકે દરેક શરીરમાં છૂટો છૂટો એક જીવ હોય ત્યારે પ્રત્યેક કહેવાય છે.

પ્રત્યેક વનસ્પતિમાં, એક આખા ઝાડમાં પસરાયલો મુખ્ય જીવ હોય છે, તથા બીજા સાત સ્થળે પેટાના જીવ હોય છે તે આ પ્રમાણે છેઃ—

**फलफूलछल्लिकठा—मूलगपत्ताणि बीयाणि**

ફળ, ફુલ, છાલં, કાષ્ટ, મૂળ, પત્ર અને બીજ એમ સાતે સ્થળે જૂદા જૂદા છુટા જીવ હોય છે.

દરેક પ્રત્યેક વનસ્પતિ ઉગતી વેળાએ અંકુર અવસ્થામાં **અનંતકાય** હોય છે. તેમજ તેમના જે કિશલય એટલે કાચી ટીશીઓ– કે ફણગા આવે છે તે પણ **અનંતકાય** હોય છે.

પ્રત્યેક વનસ્પતિના સાથે સ્થાવર ૧૦ ભેદ જીવોના ઉમેરતાં એકેંદ્રિયના ૧૧ ભેદ થયા.

---

**પરીક્ષા પાઠ ૫.**

ઝાડમાં કેટલા જીવ ગણાય ?
અંકુર અને ટીશીઓ કેવાં ગણાય ?

---

## પાઠ ૬. વિકલેંદ્રિય.

ઈંદ્રિયો પ્રમાણે સંસારી જીવોના વર્ગ પાડવા હોય તો તેનાં પાંચ વર્ગ પડે:—એકેંદ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય, ચતુરિંદ્રિય અને પંચેંદ્રિય.

એમાંના એકેંદ્રિય જીવ સ્થાવર છે. તેની હકીકત તમને સમજાવી. હવે બાકીના ચારે વર્ગ ત્રસ એટલે કે ફરતા હરતા પ્રાણિ છે. એમાંના દ્વિંદ્રિય, ત્રીંદ્રિય, અને ચતુરિંદ્રિય, એ ત્રણેના સમુદાયને **વિકલેંદ્રિય** એવા નામથી ઓળખવામાં આવે છે. વિકલ એટલે અપૂર્ણ; અને વિકલેંદ્રિય તે અપૂર્ણ ઈંદ્રિયોવાળા.

**દ્વીંદ્રિય** જીવોને સ્પર્શેંદ્રિય તથા રસનેંદ્રિયરૂપ બે ઇંદ્રિયો છે. દાખલા તરીકે શંખલા, કોડી, જળો, પૂરા, અળશિયાં બાગિયાં, કરમ, હરસ વાળા, વગેરે **દ્વીંદ્રિય** છે.

ત્રીંદ્રિય જીવોને સ્પર્શેન્દ્રિય, રસનેંદ્રિય અને ત્રીજી ઘ્રાણેંદ્રિય હોય છે. દાખલા તરીકે કાનખજૂરા, માકણ, જુ, કીડી, ઉધેઈ, મંકોડા, યેળ, સાવાં ગુગીડાં, જઉઆ, છાણના કીડા, ધનૈયા, કુંથઆ, ઈદ્રગોપ વગેરે ત્રીંદ્રિય છે.

ચતુરિંદ્રિય જીવોને સ્પર્શ, રસ, ઘ્રાણ, અને ચોથી ચક્ષુરિંદ્રિય હોય છે. દાખલા તરીકે વીંછી, બગાઇ, ભમરા, ભમરીઓ તીડ, ડાંસ, મચ્છર, કરોળિયાં વગેરે ચતુરિંદ્રિય છે.

---

### પરીક્ષા પાઠ ૬.

ત્રસ જીવ કયા ગણવા?
વિકલેંદ્રિય એટલે?
તે કોણ કોણ છે?
દ્વીંદ્રિય જીવોને કઇ કઈ ઈંદ્રિયો હોય છે?
દ્વીંદ્રિયના ચાર પાંચ નામ આપો.
ત્રીંદ્રિયને કઇ કઇ ઈંદ્રિયો છે?
ત્રીંદ્રિયના ચાર પાંચ નામ આપો.
ચતુરિંદ્રિયને કઇ ઈંદ્રિયો છે?
ચતુરિંદ્રિયના ચાર પાંચ નામ આપો.

---

## પાઠ ૭. પંચેંદ્રિય.

પંચેંદ્રિય જીવોને સ્પર્શ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને પાંચમી શ્રોત્રેંદ્રિય હોય છે.

પંચેંદ્રિય જીવના ચાર વર્ગ છે:—નારક, તિર્યંચ, મનુષ્ય, અને દેવતાઓ. આજ સંસારમાં રહેલી ચાર ગતિ ગણાય છે.

નરક સાત હોવાથી તેમાં ઉપજનાર નારક જીવોના સાત વર્ગ થઈ શકે.

તિર્યંચના પાંચ વર્ગ છે:—જળચર ( માછલાં વગેરે ) સ્થળચર ( ચોપગાં પશુ ), ખેચર[1] ( પક્ષીઓ, ) ઉરપરિસર્પ ( પેટે ચાલનાર સર્પ ) અને ભૂજપરિ સર્પ ( પડખાની બાજુથી ચાલનાર નોળિયા વગેરે ).

મનુષ્યના ત્રણ વર્ગ છે:—કર્મભૂમિજ, અકર્મભૂમિજ અને અંતર્દ્વીપજ.

૧ કર્મભૂમિ એટલે કામધંધાથી નિર્વાહ કરનારા પ્રદેશમાં જન્મેલા તે કર્મભૂમિજ.[2] આપણે બધા એ વર્ગના છીએ.

૨ કામધંધા વગર ફ્કત ઇચ્છા બળે નિર્વાહું કરનાર પ્રદેશમાં જન્મેલા તે, અકર્મભૂમિજ[3].

૩ જંબુદ્વીપની બાહેર લવણ સમુદ્રમાં ૫૬ અંતર્દ્વીપ ગણાય છે, તેમાં જન્મેલા તે અંતર્દ્વીપજ.

અકર્મભૂમિજ અને અંતર્દ્વીપજને યુગળિયા મનુષ્યના નામે જૈનમાં ઓળખ્યા છે.

દેવતાના ચાર વર્ગ કે નિકાય છે:— ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક અને વૈમાનિક.

પાતાળવાસી દેવો તે ભવનપતિ, વચ્ચલા ભાગે રહેનારા તે વ્યંતર કે વાણવ્યંતર.

---

૧ આકાશમાં ઉડનારા. ૨ અસિ—તરવારવડે ક્ષત્રિયરૂપે, મસિ—શાહીવડે એટલે વણિકરૂપે અને કૃષિ-ખેતીવાડી એટલે ખેડુતરૂપે. આ ત્રણે વર્ગના માણસો કર્મભૂમિજ કહેવાય. ૩ કલ્પવૃક્ષવડે નિર્વાહ કરનારા.

આકાશમાં પ્રકાશ કરનારા તે જ્યોતિષ્ક કે જ્યોતિષી, અને તેમના ઉપર ઉર્ધ્વલોકમાં વિમાનોમાં રેહેનારા દેવ તે વૈમાનિક.

---

પરીક્ષા પાઠ ૭.

પંચેંદ્રિયની પાંચ ઈંદ્રિયો બોલો.
પંચેંદ્રિયના વર્ગ બોલો.
તિર્યંચના વર્ગ બોલો.
મનુષ્યના વર્ગ કયા કયા ?
કર્મભૂમિજ એટલે શું ?
અકર્મભૂમિજ એટલે શું ?
અંતર્દ્વીપજ એટલે શું ?
દેવતાના વર્ગ બોલો.

---

## પાઠ ૮. ગર્ભજ અને સંમૂર્છિમ.

### સંજ્ઞી—અસંજ્ઞી.

જે ગર્ભથી જન્મે તે ગર્ભજ કહેવાય છે અને જે પોતાની મેળે ઉત્પન્ન થાય તે સંમૂર્છિમ કહેવાય છે. પંચેંદ્રિયમાં તિર્યંચ અને મનુષ્ય સંમૂર્છિમ પણ થાય છે અને ગર્ભજ પણ થાય છે.

સંમૂર્છિમ મનુષ્ય કંઇ માણસ જેવા મોટા નથી થતા, પણ તે બહુ સૂક્ષ્મરૂપે રહે છે. તે માણસના મળમૂત્રમાં ઉત્પન્ન થઇ થોડી વારમાં મરતા રહે છે.

આ સંમૂર્છિમ તિર્યંચ તથા સંમૂર્છિમ મનુષ્યને અસંજ્ઞિ પંચેંદ્રિય કહેવામાં આવે છે.

અસંજ્ઞિ એટલે મનવગરના. સંમૂર્છિમ તિર્યંચને વાક્ પ્રાણ હોય છે, પણ સંમૂર્છિમ મનુષ્યને તે પણ નથી હોતું. સંમૂર્છિમ મનુષ્ય તે બારીકમાં બારીક પંચેંદ્રિયવાળું જંતુ છે.

એકેંદ્રિય, વિકલેંદ્રિય અને સંમૂર્છિમ એટલાને મન ન હોવાથી અસંજ્ઞિ ગણવામાં આવે છે. બાકીના દેવ, નારક અને ગર્ભજ મનુષ્ય તિર્યંચ સંજ્ઞિ ગણાય છે.

---

### પરીક્ષા પાઠ ૮.

ગર્ભજ કોણ?
સંમુર્છિમ મનુષ્ય કેવાં હોય છે?
અસંજ્ઞિ એટલે?
તે કોણ કોણ ગણાય છે?

---

## પાઠ ૯ કર્મ.

કર્મનો સામાન્યાર્થ, "જે કરવુ તે કર્મ" એમ છે, તો પણ આ સ્થળે હવે તેનો વિશેષાર્થ લઈ વાત કરશું.

જીવ એ જ્ઞાનમય અરૂપી પદાર્થ છે. તેને વળગી રહેલ સૂક્ષ્મ મળ તે કર્મ છે. કર્મ એટલે જે ચીજ કરવામાં આવે તે, અર્થાત્ જેમાં વિકાર થયા કરતો હોવાથી જે નવા જૂના હોઈ કૃતિમ એટલે બનાવટી તે કર્મ.

તે છતાં એ કર્મો તે કરવામાં આવતા સત્કર્મ અને અસત્-કર્મના અનુસારેજ બંધાતા હોવાથી કરેલા કર્મ સાથે બરોબર કાર્ય કારણનો સંબંધ રાખે છે.

કરવામાં આવતા કામ એ કારણુ છે અને તે પ્રમાણે જીવને ચોટતાં મળાવરણુ તે કાર્ય છે.

મળનાં ચોટતાં મલાવરણુરૂપ કર્મ તે કારણુ છે અને તેમના અનુસારે જે સુખ દુઃખ પ્રાપ્ત થાય છે તે કાર્ય છે. એમ કર્મનો કાયદો અચલરૂપે રહ્યો છે.

જો જીવને ઈશ્વર માનીયે તો કર્મ એ માયા છે. કર્મ છે ત્યાં લગી સંસાર છે. કર્મ ક્ષય થયા કે જીવ મુકિત પામે છે.

આપણે જીવસંબંધી વિગત જાણુવાની સાથે કર્મ સંબંધી પણુ વિગત જાણુવી જરૂરની છે. માટે હવે કર્મની વાત કરીશું.

કર્મના પરમાણુઓને કર્મના દળ કે દળિયાં કહે છે. તે બહુ સૂક્ષ્મ હોય છે. જીવ ઉપર તેનું કવર વળે છે. તેને કાર્મણુ—શરીર એટલે કર્મોનું બનેલું શરીર કહે છે તથા તૈજસ શરીર એટલે જે અન્ન પચાવવાના કામમાં આવે છે તે. આ બે શરીર જીવને હમેશ વળગ્યાં રહે છે. એક ભવથી બીજા ભવમાં જતાં પણુ તે સાથે જાય છે. ખરી રીતે કહીયે તો તેજ બે શરીર જીવને બીજા ભવમાં તાણી જાય છે. જો એ બે શરીરથી જીવ છૂટો થાય તો તે મુક્ત થયો ગણુાય છે.

---

### પરીક્ષા પાઠ ૯.

કર્મ શબ્દનો સામાન્ય અર્થ શો? વિશેષ અર્થ શો?
જીવને ઇશ્વર માનીયે તો કર્મ એ શું છે?

કર્મના દળ એટલે શું ?
કાર્માણ શરીર એટલે શું ?
તૈજસ શરીર શા કામમાં આવે છે ?
એ બે શરીર જીવથી ક્યારે છૂટા પડે છે ?

---

## પાઠ ૧૦ કર્મના વિભાગ.

કર્મ બે જાતના છેઃ—ઘાતિકર્મ અને અઘાતિકર્મ.

જે કર્મના પરમાણુ જીવના મુખ્ય સ્વાભાવિક ગુણોનો ઘાત કરે એટલે કે તે ગુણોના ઉપર અતિશય મલિન પડદા રૂપે રહી તેમનો પ્રકાશ થતો અટકાવે તે ઘાતિકર્મ છે.

જીવના મુખ્ય સ્વાભાવિક ગુણ ચાર લેવાના છે :—**જ્ઞાન, દર્શન, ચારિત્ર** અને **વીર્ય.**

**જ્ઞાન, દર્શન, ચારિત્ર** અને **વીર્ય** આ ગુણોને દબાવી દેનાર કર્મ તે **ઘાતિકર્મ કહેવાય છે.**

આ **ઘાતિકર્મ**જ સંસારના મૂળ કે બીજ રૂપ છે. ઘાતિકર્મનો નાશ થતાં મનુષ્ય દેહમાં રહ્યાં છતાં પણ **પરમેશ્વર પણું** પ્રકટી નીકળે છે.

જે કર્મના પરમાણુઓ ઉપર જણાવેલા જીવના ચાર મુખ્ય ગુણોને હરકત નથી કરતા તે **અઘાતિકર્મ** કહેવાય છે. છતાં તેઓ પણ જ્યાં સૂધી ઘાતિકર્મોની સાથે જોડાયા રહે છે ત્યાં સુધી જીવને દુઃખ સુખ આપવાના સાધન બની હેરાન કર્યાં કરે છે. એકલા અઘાતિકર્મ દુઃખ કરતા નથી. માટેજ ઘાતિકર્મ અને અઘાતિકર્મ, એકંદર નાશ થાય ત્યારેજ જીવને મુક્તિ મળી ગણાય.

જે માટે કહેલું છે કે:-

कृत्स्नकर्मक्षयान् मोक्षः

એટલે સર્વ પ્રકારના કર્મ ક્ષય થવાથી મોક્ષ મળે છે.

---

### પરીક્ષા પાઠ ૧૦.

કર્મ કેટલી જાતનાં છે?
ઘાતિકર્મ કોને કહે છે?
જીવના સ્વાભાવિક ગુણ કયા છે?
અઘાતિકર્મ કોને કહે છે?
મુકિત કયારે મળે?

---

## પાઠ ૧૧ ઘાતિકર્મ.

ઘાતિકર્મને ઘનઘાતિ પણ કહે છે. ઘન એટલે મજબૂત-પણે ઘાત કરનાર તે ઘનઘાતિ કર્મ. તેના ચાર પ્રકાર છે.

૧ જ્ઞાનાવરણ કે જ્ઞાનાવરણીય, (જ્ઞાનને ઢાંકનાર)

૨ દર્શનાવરણ કે દર્શનાવરણીય, (દર્શનને રોકનાર)

૩ મોહકર્મ કે મોહનીય, (મુંઝાવનાર) અર્થાત્ વિચારની પવિત્રતા તોડનાર.

૪ અંતરાય કે વિઘ્ન, અર્થાત્ પ્રવૃત્તિ કરતાં અટકાવી રાખનાર.

**જ્ઞાનાવરણકર્મ — આંખના પાટા સમાન છે.**

**દર્શનાવરણ — રાજાને જોવામાં અટકાવનાર દરવાન સમાન છે.**

**મોહકર્મ — મદિરાના કેફ સમાન છે.**

અંતરાય–રાજા તરફથી દાન આપવાનો હુકમ છતાં વચ્ચે અટકાવનાર ભંડારી સમાન છે.

જ્ઞાનની વૃદ્ધિ થતી અટકાવ્યાથી, જ્ઞાનના સાધનોનો નાશ કરવાથી, તથા જ્ઞાની જનની નિંદા કર્યાથી જ્ઞાનાવરણ બંધાય છે. જ્ઞાન ભણવાથી, જ્ઞાનની વૃદ્ધિ કર્યાથી, જ્ઞાનના સાધનોને સ્થાપન કરવાથી તથા જ્ઞાની જનને મદદ કર્યાથી જ્ઞાનાવરણ તૂટી **શુદ્ધ જ્ઞાન** પ્રગટે છે.

દેવ–ગુરૂનાં દર્શન થવામાં અટકાવ કરવાથી, દર્શનના સાધનોનો નાશ કરવાથી તથા દર્શન કરતા અટકાવ્યાથી **દર્શનાવરણ** બંધાય છે. દર્શન કરવાથી, જાત્રાએ જવાથી, દર્શનના સાધનો વધાર્યાથી તથા આંધળા, બ્હેરા, મુંગા વગેરેની સારી સંભાળ લેવાથી **દર્શનાવરણ** તૂટે છે:–દર્શનાવરણ તુટતાં એકદમ **દર્શન** પ્રગટે છે.

જૂઠા વિચાર ફેલાવ્યાથી તથા ભ્રષ્ટાચાર સેવવાથી, **મોહનીય કર્મ** બંધાય છે. સત્ય બોલવાથી તથા શુદ્ધ આચાર પાળવાથી **મોહનીય કર્મ** તૂટી **શુદ્ધ ચારિત્ર** પ્રગટે છે.

દાન દેતાં અટકાવ્યાથી, કોઇને લાભ થતો અટકાવી રાખ્યાથી, કોઈના ખાનપાન તથા ગુજરાનમાં હરકત નાખ્યાથી તથા કોઇને ઉત્તમ કામમાં ઝીપળાવતાં અટકાવી રાખવાથી **અંતરાયકર્મ** બંધાય છે. દાન દેવાથી કોઈ સારૂં કામ કરતો હોય તેની અનુમોદના કરવાથી તથા અશક્તજનોને ગુજરાનના સાધનો પૂરા પાડવાથી **અંતરાય કર્મ** તૂટી **અતુલવીર્ય** પ્રગટે છે.

---

## પરીક્ષા પાઠ ૧૧.

ઘાતિકર્મનું બીજું નામ શું ?
તે કેટલા પ્રકારનાં છે ?
જ્ઞાનાવરણુકર્મ કોના જેવું છે ?
મોહકર્મ કોના જેવું છે ?
અંતરાયકર્મ કોના જેવું છે ?
આ ચારે કર્મ કેમ બંધાય છે અને કેમ તૂટે છે ?

---

## પાઠ ૧૨. અઘાતિકર્મ.

અઘાતીકર્મ પણ ચાર છેઃ—

૧ **વેદનીયકર્મ**—એટલે સુખ દુઃખ રૂપે અનુભવાય છે તે કર્મ.

૨ **આયુકર્મ**—એટલે જીવન ટકાવી રાખનારૂં કર્મ.

૩ **નામકર્મ**—એટલે અનેક રીતે નમાવનાર અર્થાત્ અનેક વિભાગોમાં વેહેંચનાર કર્મ.

૪ **ગોત્રકર્મ**—એટલે ઉંચ-નીચ વંશમાં લઇ જનાર કર્મ.

વેદનીયકર્મ મધથી લીંપેલ **તરવારના** સમાન છે, અને જીવના અવ્યાબાધ સુખ એટલે અનંત આનંદરૂપ સ્વભાવને રોકે છે.

આયુકર્મ **કેદખાનાની** મુદતસમાન છે, અને જીવના અવિનાશિ સ્વભાવને રોકે છે.

નામકર્મ **ચિતારા** સમાન છે, અને તે જીવના અરૂપિ સ્વભાવને રોકે છે.

ગોત્રકર્મ **કુંભાર** સમાન છે અને તે જીવના અગુરૂ[1]લઘુ[2] સ્વભાવને રોકે છે.

આ ચારે કર્મ શુભ અને અશુભ રૂપે રહેલા છે. તે નીચેની બિનાપરથી સ્પષ્ટ સમજાશે.

જીવોને સુખ-દુઃખ આપ્યાથી વેદનીય કર્મ બે રીતે બંધાય છે, સુખ આપ્યાથી **સાતાવેદનીય** બંધાય છે, તે સાતારૂપે ફળે છે, અને દુઃખ આપ્યાથી **અસાતાવેદનીય** બંધાય છે, તે અસાતારૂપે ફળે છે. આવેલા સુખ-દુઃખને સમભાવે એટલે ખુશી કે દિલગીર થયા વગર શાંત મન રાખીને ભોગવતાં **વેદનીયકર્મ તૂટી** અવ્યાબાધ સુખ એટલે અપૂર્વ શાશ્વત્ આનંદ ખીલી નીકળે છે.

**ધર્મના કામ કરવાથી** દેવગતિ કે મનુષ્ય ગતિનું શુભ આયુકર્મ બંધાય છે. પાપના કામ કરવાથી નરક ગતિ કે તિર્યંચ ગતિનું અશુભ આયુકર્મ બંધાય છે, અને બાંધ્યા પ્રમાણે આયુષ્ય ભોગવી પુરૂં કર્યાથી તે તૂટે છે.

સારાં કામ કરવાથી શુભનામકર્મ બંધાય છે, અને તેથી સારી ગતિ, સારૂં શરીર અને પૂર્ણ ઇંદ્રિયો મળે છે.

ભુંડા કામ કરવાથી અશુભનામકર્મ બંધાય છે અને તેથી ખરાબ ગતિ, ખરાબ શરીર, અપૂર્ણ ઇંદ્રિયો મળે છે. **નામકર્મ** પણ બાંધ્યા પ્રમાણે ભોગવી લીધાથી તેનો છેડો આવે છે, અને જીવ ત્યારે પોતાના મૂળ અરૂપી સ્વરૂપે નિરંતર રહે છે.

---

૧-૨ અગુરૂ લઘુ શબ્દઃ-અગુરૂ-અલઘુ એમ સમજવાનો છે. અગુરૂ એટલે ભારે નહિ અને અલઘુ એટલે હલકો નહિ. જીવ મૂળે અરૂપી હોવાથી ભારે હલકો નથી, નીચ-ઉંચ નથી, તથાપિ ગોત્રકર્મોએ નીચ-ઉંચ ગણાય છે; માટે એ કર્મ પણ નાશ કરવા યોગ્ય છે.

વિનયવાન્ અને નિરભિમાની થઇ ચાલવાથી શુભ ગોત્ર બંધાય છે. અને ગર્વ કરવાથી અશુભ ગોત્ર બંધાય. શુભ ગોત્રને ઉચ્ચૈર્ગોત્ર ( ઉંચુ ગોત્ર ) કહે છે, અને અશુભ ગોત્રને નીચૈર્ગોત્ર ( નીચું ગોત્ર ) કહે છે. એને પણ બાંધ્યા પ્રમાણે ભોગવી લીધાથી એનો છેડો આવી જીવ પોતે અગુરૂ-લઘુ સ્વરૂપે પ્રગટે છે.

---

### પરીક્ષા પાઠ ૧૨.

બધા કર્મ કેટલાં છે. ?
વેદનીયકર્મ કોના જેવું છે અને જીવના કયા સ્વભાવને રોકે છે. ?
આયુકર્મ કોના જેવું છે અને કયા સ્વભાવને રોકે છે. ?
નામકર્મ કોના જેવું છે અને કયા સ્વભાવને રોકે છે. ?
ગોત્રકર્મ કોના જેવું છે અને કયા સ્વભાવને રોકે છે. ?
અઘાતિકર્મ કેવા રૂપે રહેલાં છે. ?
વેદનીયકર્મના બે વિભાગ કયા અને તે કેમ બંધાય છે તથા કેમ તૂટે છે. ?
શુભ આયુકર્મ કયું અને અશુભ કયું. ?
શુભનામકર્મ કેમ બંધાય છે અને તેથી શું ફળ મળે છે. ?
અશુભનામકર્મથી શું ફળ મળે છે. ?
ગોત્રકર્મના બે વિભાગ કયા છે. ?

---

## પાઠ ૧૩ મો આઠ કર્મ.

ચાર ઘાતિકર્મ અને ચાર અઘાતિકર્મ મળીને આઠ કર્મ કહેવાય છે. ઘાતિકર્મ બધા અશુભજ છે. અઘાતિકર્મ શુભ અને

અશુભ એ બેરૂપે છે ઘાતિકર્મમાં જીવ પોતાના પરિણામના જોરથી ભાંગતોડ કરી શકે છે. પણ અઘાતિકર્મને તો ભોગવી લીધાથી તેનો છેડો લાવી શકાય છે.

કર્મના પરમાણુંરૂપ બીજ એકઠાં કરવાં તે કર્મનો બંધ કહેવાય છે. બાંધેલા કર્મ ફળ્યા ન હોય ત્યાંસુધી તેમની જે હયાતિ તેને સત્તા કહેછે. બાંધ્યા પ્રમાણે તેજ ભવે કે ભવાંતરે તેનું જે ફળ મળે તે કર્મનો ઉદય કે વિપાક કહેવાય છે.

કર્મને ભોગવીને ખપાવવા અથવા પરિણામના જોરથી તેમાં ભાંગતોડ કરી તેના પરમાણુઓનો નાશ કરવો તેને નિર્જરા કહે છે.

કર્મના તમામ પરમાણુઓનો નાશ કરી તેનાથી છૂટા થવું તેને મોક્ષ કહે છે.

શુભ કર્મ બાંધવાનો જે હેતુ છે તેને પૂણ્ય કહે છે. અશુભ કર્મ બાંધવાનો જે હેતુ છે તેને પાપ કહે છે.

જે રસ્તે કર્મના પરમાણુ જીવનાસાથે જોડાય છે તે રસ્તાને આશ્રવ કહે છે. જે રસ્તે કર્મના પરમાણું આત્મા સાથે જોડાંતાં અટકે છે તે રસ્તાને સંવર કહે છે.

આ રીતે જૈનસિદ્ધાંતમાં કર્મ સંબંધી ભરપૂર વિવેચન કરવામાં આવ્યું છે.

---

## પરીક્ષા પાઠ ૧૩.

બધા મળી કેટલા કર્મ છે. ? બંધ એટલે શું ?
સત્તા એટલે શું ? ઉદય એટલે શું ?
નિર્જરા એટલે શું ? મોક્ષ એટલે શું ?

પૂણ્ય એટલે શું ? પાપ એટલે શું ?
આશ્રવ એટલે શું ? સંવર એટલે શું ?

---

## પાઠ ૧૪ પરમેશ્વર.

જે આત્માઓ **જ્ઞાનાવરણ**, **દર્શનાવરણ**, **મોહનીય**, અને **અંતરાય** એ ચાર ઘનઘાતિ કર્મ તોડી **અનંતજ્ઞાન**, **અનંતદર્શન**, **અનંતચારિત્ર** અને **અનંતવીર્ય** પામ્યા છે, તે પવિત્ર આત્માઓને પરમેશ્વર જાણવા. તેઓ પોતે સંસાર સમુદ્ર તરીને પાર પામ્યા છે, અને બીજાઓને ધર્મમાર્ગ બતાવીને તારે છે. તેઓ **જિનેશ્વર**, **તિર્થંકર** કે **અર્હંત્** કહેવાય છે. તેમણે બતાવેલો ધર્મ તે **જિનધર્મ** છે. તેમણે આપેલો ઉપદેશ તે **જિનપ્રવચન** કે **જિનાગમ** કહેવાય છે. તેમની આજ્ઞા તે **જિનશાસન** કહેવાય છે. તેમણે માન્ય કરેલા વિચાર તે **જિનમત** કહેવાય છે. તે પવિત્ર આત્માઓની જૈનધર્મમાં નીચે મુજબ સ્તુતિ ગવાય છે.

**નમુથ્થુણં**—નમસ્કાર થાઓ.
**અરિહંતાણં**—શ્રી અરિહંતને.
**ભગવંતાણં**—ભગવંતને.
**આઇગરાણં**—દ્વાદશાંગીની આદિના કરનારને.
**તિથ્થયરાણં**—ચતુર્વિધ શ્રીસંઘરૂપ તીર્થના કરનારને.
**સયંસંબુદ્ધાણં**—પરોપદેશ વિના પોતાની મેળે સમ્યક્ પ્રકારે બોધ પામેલા છે તેમને.
**પુરિસુત્તમાણં**—પુરૂષોને વિષે ઉત્તમ છે તેમને.
**પુરિસ સીહાણં**—પુરૂષોને વિષે સિંહસમાન છે તેમને.

પુરિસવર પુંડરીયાણું—પુરૂષોને વિષે પ્રધાન પુંડરિક કમળસમાન છે તેમને.

પુરિસવર ગંધ હુથ્થીણું—પુરૂષોને વિષે પ્રધાન ગંધહસ્તિ સમાન છે તેમને.

લોગુત્તમાણું—લોકને વિષે ઉત્તમ છે તેમને.

લોગનાહાણું—ભવ્ય લોકના નાથ છે તેમને.

લોગહિઆણું—લોકના હિતના કરનાર છે તેમને.

લોગપઈવાણું—લોકને વિષે પ્રદીપસમાન છે તેમને.

લોગપજ્જોઅગરાણું—લોકને વિષે વિશેષ પ્રકાશના કરનારને.

અભયદયાણું—અભયપદના[1] દેવાવાળાને.

ચખ્ખુદયાણું—સમ્યક્ જ્ઞાનરૂપ ચક્ષુના દેવાવાળાને.

મગ્ગદયાણું—રત્નત્રયરૂપ[2] મોક્ષમાર્ગના દેવાવાળાને.

સરણદયાણું—સરણના દાતારને.

બોહિદયાણું—જિનધર્મની પ્રાપ્તિરૂપ બોધિના[3] દેવાવાળાને.

ધમ્મદયાણું—ધર્મના દેવાવાળાને.

ધમ્મદેસિયાણું—ધર્મના ઉપદેશ કરનારને.

ધમ્મનાયગાણું—ધર્મના નાયકને.

ધમ્મસારહીણું—ધર્મરૂપ રથના સારથીને.

ધમ્મવર ચાઉરંત ચક્કવટ્ટીણું—ચાર ગતિરૂપ સંસારના અંતકરવાવાળું ધર્મરૂપ ચક્ર તેણે કરીસહિત છે તેમને.

અપ્પડિહય વરનાણ દંસણ ધરાણું—અપ્રતિહને એટલે કોઇથી હણાય–રોકાય નહિં એવા પ્રધાનજ્ઞાન અને દર્શન ધરનાર છે તેમને.

---

૧ મોક્ષપદ. ૨ જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્નત્રય. ૩

**વિઅટ્ટ છઉમાણં**—વીત્યું છે છદ્મસ્થપાણું એટલે કપટ-શઠપાણું અથવા આવરણપાણું જેનું તેમને.
**જિણાણં જાવયાણં**—જિનને અને જીતાવનારને.
**તિન્નાણં તારયાણં**—પોતે સંસાર સમુદ્રથકી તર્યા છે અને જીવોને તારનાર છે તેમને.
**બુદ્ધાણં બોહયાણં**—પોતે તત્ત્વના જાણ થયા છે તેમને અને ભવ્ય જીવોને સ્વપર સ્વરૂપનો બોધ કરાવનાર છે તેમને.
**મુત્તાણં મોઅગાણં**—પોતે કર્મથી મુકાણા છે અને બીજાને કર્મથી મુકાવનારા છે તેમને.
**સવ્વન્નૂણં સવ્વદરિસિણં**—સર્વજ્ઞને, સર્વ દર્શિને.
**સિવ મયલ મરૂઅ**—સુખરૂપ, અચલ, રોગ રહિત.
**મણંત મખ્ખય મવ્વાબાહ**—જ્ઞાનાદિક અનંત ચતુષ્ટયી, અક્ષય, અવ્યાબાધ એટલે બાધા પીડા રહિત.
**મપુણરાવિત્તિ**—જે ગતિ થકી ફરી સંસારમાં પાછું આવવું નથી તે અપુનરાવર્ત્તિ કહીયે એવી.
**સિદ્ધિ ગઇ નામધેયં**—સિદ્ધિ ગતિ છે નામ જેનું, (એ સિવ મયલથી માંડીને સાત વિશેષણ સહિત એવું.)
**ઠાણં સંપત્તાણં**—સ્થાનકને પ્રત્યે પામ્યા છે તેમને.
**ણમો જિણાણં**—નમસ્કાર થાઓ તે રાગાદિ જીતનારને.
**જીયભયાણં**—સાત જાતના ભયના જીતનારા છે તેમને.
**જેઅ અઇઆ સિદ્ધા**—જે અતિત કાલને વિષે સિદ્ધ થયા (મોક્ષે પહોતા છે) તેમને.
**જે અભવિસ્સંતિ ણાગએ કાલે**—જે જિન અનાગત કાળને વિષે સિદ્ધ પર્યાય પામશે તેમને.

સંપઈ અ વટ્ટમાણા—સાંપ્રત વર્તમાન કાળે જે તીર્થંકર જયવંતા વર્ત્તે છે તેને વર્ત્તમાન કહીએ.

સવ્વે તિવિહેણ વંદામિ—તે સર્વ જિનોને મન, વચન અને કાયાયે કરી ત્રિવિધે હું વાંદુંછું.

આ પ્રકારે દેવતાના રાજા ઇંદ્ર પણ પ્રભુની સ્તુતિ કરે છે.

---

પરીક્ષા પાઠ ૧૪.

પરમેશ્વર કોણ છે?
પરમેશ્વરના ઉપદેશને શું કહે છે?
જિનમત કોને કહે છે?
ઇંદ્ર તેની કેવી રીતે સ્તુતિ કરે છે?

---

## પાઠ ૧૫ જગત્ ભાગ ૧ લો.

જગત્ અનાદિ અનંત છે એટલે કે તે હમેશાંથી ચાલતું આવે છે અને ચાલ્યા કરશે. તેનાથી અલગો તેનો કોઇ કર્ત્તા નથી. તે જગત્માં બે વસ્તુ છે; જીવ અને અજીવ. જીવનું સ્વરૂપ તમને સંક્ષેપથી સમજાવવામાં આવ્યું છે. અજીવનું સ્વરૂપ હવે અંહી સમજાવીશું.

અજીવ એટલે જીવ શિવાયના જડ પદાર્થો. તેના બે વિભાગ છે. રૂપિ પદાર્થ અને અરૂપિ પદાર્થ. રૂપિ પદાર્થને પુદ્ગલ કહે છે પુદ્ગલનું લક્ષણ આ રીતે છેઃ—જેમાં વર્ણ–ગંધ–રસ–સ્પર્શ અને શબ્દ એ પાંચ ગુણ હોય, તેમજ જે અંધકાર કે

પડછાયો આપે અથવા અજવાળું, તડકો, કે કાંતિ આપે તે પુદ્ગલ. પુદ્ગલ શબ્દનો અર્થ જે વારંવાર પૂરાય અને ગળી જાય એવો થાય છે.

પુદ્ગલના નાનામાં નાના ભાગને **પરમાણુ**[1] કહે છે, અને તેના મોટા જથ્થાને **સ્કંધ**[2] કહે છે. કર્મના પરમાણુઓ એક જાતના સૂક્ષ્મ પુદ્ગલજ છે. જેમ જગત્માં અનંત જીવો રહેલા છે, તેમ જગત્માં અનંત પુદ્ગલ પરમાણુ તથા સ્કંધ રહેલ છે.

અરૂપી અજીવ પદાર્થ ચાર પ્રકારના છે:–**ધર્મ, અધર્મ, આકાશ અને કાળ.** આકાશ અને કાળ એ બે વસ્તુ સમજવામાં સહેલી છે. માટે તેની વાત અંહી પહેલી સમજાવીશું. અને અધર્મની વાત પછી સમજાવીશું.

---

**પરીક્ષા પાઠ ૧૫.**

જગત્ કેવું છે?
તેનો કોઇ કર્ત્તા છે કે નહિં?
તેમાં કઇ મુખ્ય વસ્તુ છે?
અજીવ એટલે?
અજીવના વિભાગ કહો?
રૂપી પદાર્થને શું કહે છે?
પુદ્ગલનું લક્ષણ શું?
પુદ્ગલના નાનામાં નાના ભાગને શું કહે છે?
મોટા જથ્થાને શું કહે છે?
જગત્માં કેટલા પુદ્ગલ છે?
અરૂપી કોણ કોણ છે?

---

૧ Atom. ૨ Molecule.

## પાઠ ૧૬. જગત્ ભાગ ૨ જો.

**આકાશ** એટલે પોલાણ અર્થાત્ ખાલી જગા, તેમાં દરેક ચીજ રહી શકે છે. તેથી તે દરેક ચીજનો આધાર છે. તેના નાનામાં નાના ભાગને **પ્રદેશ** કહે છે, અને તેથી વધતા ભાગને **દેશ** કહે છે. આકાશની એક એક બાજુને **દિશા** કહે છે. તેવી દશ દિશાઓ મનાયલી છે; તે આ પ્રમાણે છે:-પૂર્વ, દક્ષિણ, પશ્ચિમ અને ઉત્તર. એ ચાર દિશાઓ ગણાય છે. તે દિશાઓની વચ્ચે રહેલા અગ્નિકોણ, નૈઋત્યકોણ, વાયવ્યકોણ, અને ઈશાનકોણ, એ નામના ચાર ખુણા તે ચાર વિદિશાઓ ગણાય છે, અને ઉપરની બાજુ તે ઉર્ધ્વદિશા અને નીચેની બાજુ તે અધોદિશા છે. એમ કુલ દશ દિશા ગણાય છે.

આકાશ અનંત એટલે છેડા વગરનો છે. દિશાએ આકાશની અમુક બાજુ છે, તેથી તે પણ અનંત છે.

**કાળ** એટલે ચક્રની માફક ચાલતી વસ્તુ. તે આનાદિ અનંત છે, છતાં તેના ત્રણ વિભાગ પાડી શકાય છે:--ભૂત, વર્ત્તમાન અને ભવિષ્યત્[1]. ગયો વખત તે ભૂતકાળ, ચાલુ વખત તે વર્ત્તમાનકાળ, અને આવતો વખત તે ભવિષ્યત્કાળ. કાળના નાનામાં નાના ભાગને **સમય** કહે છે. એક વિપળમાં અનંત સમય વહી જાય છે. સાઠ વિપળનું પળ, સાઠ પળની ઘડી, બે ઘડીનુ મુહૂર્ત્ત, ત્રીશ મુહુર્ત્તનો અહોરાત્ર કે રાતદિવસ, પંદર દિવસનો પક્ષ કે પખવાડીઉં, બે પખવાડીયાનો માસ, બે માસની ઋતુ, અને બાર માસનું વર્ષ ગણાય છે.[2]

---

૧ અતીત–ભૂત; અનાગત, ભવિષ્ય,–અને વર્તમાનકાળ. એમ ત્રણ કાળના વિભાગ પાડવામાં આવ્યા છે. ૨ વર્ષ પછીની કાળની ગણતરી કઠિણ હોવાથી ઉપલા પુસ્તકમાં આપવામાં આવશે

## પરીક્ષા પાઠ ૧૬.

આકાશ એટલે શું ?
તેના નાનામાં નાના ભાગને શું કહે છે ?
દિશા કોને કહે છે ?
તે કેટલી છે ?
આકાશ કે દિશાને અંગ છે કે નહિં ?
કાળ એ કેવી વસ્તુ છે ?
તે કેવો છે ?
કાળના ત્રણ વિભાગ કયા ?
કાળના નાનામાં નાના ભાગને શું કેહે છે ?
એક વિપળમાં કેટલો સમય જાય ?

---

## પાઠ ૧૭. જગત્ ભાગ ૩ જો.

હવે **ધર્મ** અને **અધર્મ** નામના અરૂપી અજીવ પદાર્થની વાત કહીશું. ધર્મ અને અધર્મ શબ્દ અહીં સામાન્ય અર્થમાં નહિ, પણ વિશેષ અર્થે લાગુ પાડયા છે. **ધર્મ** શબ્દનો વિશેષ અર્થ અહીં એમ કરવો કે જે પદાર્થ જીવ અને પુદ્‌ગલને ગતિમાં ચાલુ રહેવામાં મદદગાર હોય તે; અને તેમને સ્થિતિમાં રહેવાને મદદગાર તે **અધર્મ**. જેમ માછલામાં તરવાની શકિત છે પણ પાણી વિના તરી શકે નહિ, તેમ જીવ–પુદ્‌ગલમાં શકિત હોય તથાપિ **ધર્માસ્તિકાયની** મદદ વિના ગતિ કરી શકે નહિં. તેમજ **અધર્માસ્તિકાય** વિના સ્થિર રહી શકે નહિં.[1]

---

૧ આ બે પદાર્થ સંબંધી વધુ ખુલાસાવાર સમજણ ઉપરના પુસ્તકમાં આપવામાં આવશે.

આ રીતે જગત્‌માં એકંદર છ પદાર્થ રહેલા છેઃ—**જીવ, પુદ્‌ગલ, આકાશ, કાળ, ધર્મ** અને **અધર્મ.** આ છ પદાર્થને **ષડ્‌દ્રવ્ય**[1] કહેવામાં આવે છે. ષડ્ એટલે છ અને દ્રવ્ય એટલે પદાર્થ.

આ છ દ્રવ્ય જેટલા ભાગમાં સઘળા સાથે મળીને રહે છે, તેટલા ભાગને **લોક** કહે છે. અને તે સિવાયના બાકીના ખાલી આકાશને **અલોક** કહે છે. લોકની હદ છે, પણ અલોકની કશી હદજ નથી. લોક તેજ જગત્ છે. તેના ત્રણ વિભાગ પાડેલા છેઃ—**ઉર્ધ્વલોક, અધોલોક** અને **તિર્યક્‌લોક**—અથવા **સ્વર્ગ, મર્ત્ય** અને **પાતાળ** આનેજ **ત્રિલોક—ત્રિલોકી—ત્રિજગત્—ત્રિભૂવન** વગેરે નામ અપાય છે.

ઉર્ધ્વલોકમાં દેવતા રહે છે, તિર્યક્‌લોકમાં આપણે રહીએ છીએ, અને અધોલોકમાં નરકના જીવ રહે છે. ટુંકામાં તપાસતાં આપણે મધ્ય સ્થિતિમાં છિયે. જો આ સ્થિતિમાં આપણે સારા વિચાર અને સારાં કામ કરીએ તો ઉપરની સ્થિતિમાં ચડીએ, અને જો ભુંડા વિચાર અને ભુંડાં કામ કરીશું તો નીચેની સ્થિતિમાં પડશું.

---

## પરીક્ષા પાઠ ૧૭.

ધર્મ અને અધર્મ એવા બે પદાર્થ કોને કેહેવામાં આવે છે?
જગત્‌માં એકંદર કેટલા પદાર્થ છે, તે ગણાવો.
છ પદાર્થને શું કેહેવામાં આવે છે?

---

૧ Six Substances.

લોક કોને કેહે છે?
અલોક તે શું?
અલોક કેવો છે?
લોકના મુખ્ય કેટલા વિભાગ છે?
આપણે કયા લોકમાં અને કઇ સ્થિતિમાં છીએ?

---

## પાઠ ૧૮ પૂણ્ય-પાપ-ભાગ ૧ લો.

શુભકર્મ બાંધવાનો હેતુ તે પૂણ્ય છે. અશુભકર્મ બાંધવાનો હેતુ તે **પાપ** છે.

પૂણ્યથી ઉર્ધ્વગતિ પમાય છે, પાપથી અધોગતિ પમાય છે. પૂણ્ય **આદેય** એટલે ગૃહસ્થને કરવા લાયક છે, પાપ **હેય** એટલે સર્વને છોડવા લાયક છે.

પૂણ્ય નવ પ્રકારે બંધાય છે:-સુપાત્રને અન્ન આપવાથી, પાણી આપવાથી, સ્થાન આપવાથી, શય્યા આપવાથી, વસ્ત્ર આપવાથી, સારૂં મન[1] રાખ્યાથી, સારાં વચન બોલવાથી, સારી સેવા ચાકરી કરવાથી, અને નમસ્કાર કરવાથી. આમ નવ પ્રકારે પૂણ્ય બંધાય છે.

પૂણ્ય કરવાથી આવતા ભવમાં દેવતા થવાય છે, અથવા મનુષ્યપણું મળે છે, અથવા કંઇ નહિં તો સુખી હાલતવાળું તિર્યંચપણું પ્રાપ્ત થાય છે. પૂણ્યથી ઉત્તમ કુળ, પૂર્ણેંદ્રિયપણું, ઉત્તમ શરીર, પૂર્ણ અંગોપાંગ, મજબૂત બાંધો, સુંદરરૂપ, નિરોગતા, મધ્યમકદ, બળવાનપણું, પ્રતાપ, કાંતિ, સારી ગતિ,

---

૧ સારા પરિણામ-વિચાર-ભાવ રાખવાથી.

સારો સ્વર, ચાતુર્ય, મજબૂતી, ઉત્તમતા, લોકપ્રિયતા, તથા યશ મળતા રહે છે. પૂણ્યથી ભવાંતરમાં સારા વર્ણ–ગંધ–રસ–સ્પર્શના સુખ મળે છે. એટલુંજ નહિં, પણ મહાન્ પૂણ્ય કરવાથી **તીર્થંકરપદ** પણ પ્રાપ્ત કરી શકાય છે.

પૂણ્યના બે વિભાગ છે:–**પૂણ્યાનુબંધિપૂણ્ય** અને **પાપાનુબંધિપૂણ્ય**. જે પૂણ્યના ફળ ભોગવતાં પાછું નવું પૂણ્ય બંધાતું રહે તે પૂણ્યને **પૂણ્યાનુંબંધિપૂણ્ય** કહે છે. અને જે પૂણ્યના ફળ ભોગવતાં વચ્ચે નવ નવાં પાપના બંધ કરવામાં આવે તેને **પાપાનુબંધિપૂણ્ય** કહે છે. પૂણ્યાનુબંધિપૂણ્ય આપણને ઉંચીથી ઉંચી સ્થિતિપર લઇ જાય છે, ત્યારે પાપાનુંબંધિપૂણ્ય આખરે અધમ સ્થિતિપર લઇ જાય છે.

**વિવેક પૂર્વક પૂણ્ય** કરવાથી **પૂણ્યાનુબંધિ પૂણ્ય** બંધાય છે, અને **વિવેકરહિત** પૂણ્ય કરવાથી **પાપાનુબંધિપૂણ્ય** બંધાય છે.

---

## પરીક્ષા પાઠ ૧૮

પૂણ્ય કોને છે ?
પાપ કોને કહે છે ?
પૂણ્ય કેટલા પ્રકારે બંધાય છે ?
પૂણ્ય કરવાથી શું થાય છે ?
પૂણ્યના બે વિભાગ ક્યા છે ?
પૂણ્યાનુબંધિપૂણ્ય કેમ બંધાય ?
પાપાનુબંધિપૂણ્ય કેમ બંધાય ?

---

## પાઠ ૧૯ પૂણ્ય—પાપ ભાગ ૨ જો.

પાપ અઢાર પ્રકારે બંધાય છે. તે અઢાર પ્રકારને અઢાર પાપસ્થાનક કહેવામાં આવે છે. તે આ પ્રમાણે છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પ્રાણાતિપાત | — | હિંસા. | રાગ | — | પ્રીતિ. |
| મૃષાવાદ | — | જૂઠ | દ્વેષ | — | વૈર. |
| અદત્તાદાન | — | ચોરી | કલહ | — | કજીયા. |
| મૈથુન | — | વ્યભિચાર | અભ્યાખાન | — | આળ. |
| પરિગ્રહ | — | મમતા | પૈશુન્ય | — | ચાડી. |
| ક્રોધ | — | ગુસ્સો | રત્યરતિ[1] | — | ઉચાટ |
| માન | — | અહંકાર | પરપરિવાદ | — | નિંદા. |
| માયા | — | કપટ | માયામૃષવાદ | — | કૂડકપટ. |
| લોભ | — | તૃષ્ણા | મિથ્યાત્વ | — | ખોટી શ્રદ્ધા. |

પાપકર્મ કરવાથી આવતા ભવે નારકી અથવા તિર્યંચની ગતિમાં જવું પડે છે, અને મનુષ્યપણું મળતાં પણ હીન કુલ હીન શરીર, દુઃખદરદ, દુર્ભાગ્ય વગેરે પ્રાપ્ત થાય છે. માટે અઢાર પાપકસ્થાનકથી જેમ બને તેમ દૂર રહેવામાં સાર છે.

---

### પરીક્ષા પાઠ ૧૯

પાપ કેટલા પ્રકારે બંધાય છે?
તે પ્રકારોને શું કેહેવાય છે?
પાપ કરવાથી શું થાય છે?

---

૧ ખુશી—દિલગીરી.

# પાઠ ૨૦ આશ્રવ–સંવર ભાગ ૧ લો.

**આશ્રવ** એટલે આવવાના ગરનાળાં. **સંવર** એટલે ઢાંકણ. આ ઉપરથી જૈન ધર્મમાં જે કર્મ ઉપાર્જન કરવાના કારણ છે તેમને આશ્રવ કહેવામાં આવ્યાં છે, અને જે કર્મને અંદર આવતાં અટકાવવાનાં કારણ છે તેમને સંવરરૂપે ગણ્યાં છે. આશ્રવથી કર્મ બંધાય છે, અને સંવરથી કર્મબંધ થતો અટકે છે. જેમ તળાવમાં ગરનાળાંવડે પાણી ભરાય છે, અને તેમના કમાડબંધ કરી દીધાં હોય તો પાણી ભરાતું અટકે છે, તેમ અહીં જીવને તળાવરૂપે માનતાં તેમાં આશ્રવોથી કર્મરૂપ પાણી ભરાય છે, અને સંવરોથી તે ભરાતાં અટકે છે.

આશ્રવ એ પાપનો હેતુ છે. સંવર એ ધર્મ છે. પૂણ્ય અને સંવરમાં જરા તફાવત છે, તે એ કે પૂણ્યથી શુભકર્મ બંધાય છે, પણ સંવરથી તો જીવના કર્મનો ક્ષય થાય છે, અને નવાં કર્મ બંધાતા નથી. તેથીજ પૂણ્ય અને ધર્મને જૈનમાં જૂદા ગણવામાં આવે છે.

સામાન્યપણે, **હિંસા, અસત્ય, ચોરી, મૈથુન,** અને **પરિગ્રહ** એ **પાંચ આશ્રવ** છે, અને તેથી વિપરીત **અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય** અને **અપરિગ્રહ** એ **પાંચ સંવર** કહેલા છે; તોપણ અહીં તેમની વિશેષપણે ઓળખાણ આપવાના હેતુથી તેમનું વિશેષ વિવેચન કરીયે તો આશ્રવના બેતાલીશ પ્રકાર અને સંવરના સતાવન પ્રકાર છે.

---

## પરીક્ષા પાઠ ૨૦.

આશ્રવ એટલે શું ?
સંવર એટલે શું ?
જૈનમાં આશ્રવ-સંવર કોને કેહેવામાં આવે છે ?
આશ્રવ કોનો હેતુ છે ?
સંવર શું છે ?
પૂણ્ય અને સંવરમાં શો ફેર છે ?
પૂણ્ય અને ધર્મને જૈનમાં જૂદા કેમ ગણ્યા છે ?
પાંચ આશ્રવ કયા ?
પાંચ સંવર કયા ?
આશ્રવના એકંદર કેટલા પ્રકાર છે ?
સંવરના કેટલા પ્રકાર છે ?

---

## પાઠ ૨૧ આશ્રવના ૪૨ ભેદ ભાગ ૨.

**પાંચ** ઇંદ્રિયો ( શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, રસના, સ્પર્શ ).

**ચાર કષાયો**:-ક્રોધ, માન, માયા, લોભ.

**પાંચ અવ્રત**:-( પ્રાણાતિપાત, મૃષાવાદ, અદત્તાદાન-મૈથુન, પરિગ્રહ.

**ત્રણ યોગ**:-મન, વચન અને શરીર.

**પચ્ચીશ ક્રિયા**:-( ક્રિયાસંબંધી વધુ વિવેચન ઉપરના પુસ્તકમાં આવશે ).

આ રીતે કર્મને ઉપાર્જન કરવાના ૪૨ આશ્રવ છે.

---

### પરીક્ષા પાઠ ૨૧.

પાંચ ઇંદ્રિયો કઇ?
ચાર કષાય કયા?
પાંચ અવ્રત કયા?
ત્રણ યોગ કયા?
ક્રિયા કેટલી છે?
કર્મ ઉપાર્જનના હેતુ કેટલા છે?

---

## પાઠ ૨૨. સંવરના ૫૭ ભેદ ભાગ. ૩ જો.

**પાંચ સમિતિ,** સમિતિ એટલે સમ્યક્[1] પ્રવૃતિ. તે પાંચ પ્રકારે છેઃ—ઇર્યા સમિતિ (ફરવાહરવામાં સંભાળ) ભાષા સમિતિ (બોલવામાં સંભાળ), એષણા સમિતિ (આહાર શોધી લાવવામાં સંભાળ), આદાન નિક્ષેપણસમિતિ (લેવા દેવામાં સંભાળ) પરિસ્થાપનિકા સમિતિ (પરઠવવા—છાંડવામાં સંભાળ.

**ત્રણ ગુપ્તિ,** ગુપ્તિ એટલે નિગ્રહ અથવા સંયમ. તે ત્રણ પ્રકારે છે. મનોગુપ્તિ, વચનગુપ્તિ અને કાયગુપ્તિ. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ મળીને આઠ **પ્રવચન માતા** કહેવાય છે.

**બાવીશ પ્રકારના પરીષહ સહન.** પરીષહ એટલે સંકટો. ભૂખ, તરસ, ટાઢ, તાપ, વગેરે બાવીશ પ્રકારના સંકટો છે. તેમને શાંતિથી સહન કરવા તે **પરીષહ સહન**[2].

**દશ પ્રકારનો યતિધર્મ**:—ક્ષાંતિ,[3] માર્દવ[4] આર્જવ,[5] મુક્તિ,[6] તપ, સંયમ, સત્ય, શૌચ, આકિંચન્ય[7] અને બ્રહ્મચર્ય.

---

૧ રૂડી રીતે. ૨ પરીષહની વિગત ઉપરના પુસ્તકમાં આવશે. ૩ ક્ષમા. ૪ નમ્રતા. ૫ સરળતા. ૬ નિર્લોભતા. ૭ નિઃપરિગ્રહતા.

**બાર ભાવના**:—સંસાર અનિત્ય છે, કોઇ કોઇને બચાવનાર નથી, સંસાર દુઃખમય છે, એકલા જવું છે, ધર્મ શિવાય બધુ પર છે, શરીર અશુચિ છે, આશ્રવ છોડવા જોઇએ, સંવર રાખવા જોઇએ, કર્મ તોડવાં જોઇએ, લોક નિત્યાનિત્ય છે અને સમ્યકત્વતા દુર્લભ છે. એમ બાર પ્રકારે ચિંતવવું તે બાર ભાવના.

**પાંચ પ્રકારનું ચરિત્ર**[1]. આ રીતે સતાવન પ્રકારના સંવર છે.

---

પરીક્ષા પાઠ ૨૨.

પાંચ સમિતિ કઈ?
ત્રણ ગુપ્તિ કઇ?
પરીષહ એટલે શું?
દશ પ્રકારનો યતિધર્મ કહી બતાવો?
બાર ભાવનાનું સ્વરૂપ કહો?
ચરિત્ર કેટલા પ્રકારના છે?

---

## પાઠ ૨૩. બંધ–નિર્જરા–મોક્ષ ભાગ ૧ લો. બંધ.

કર્મને બાંધવા તે **બંધ**. બંધ ચાર પ્રકારે કરાય છે:— જેમ લાડવો બાંધતાં તેમાં જે ચીજો, (વસ્તુ) વાપરીયે તે તેનો **પ્રકૃતિબંધ** છે. તે જેટલી મુદત સુધી તેવોને તેવોજ રહે તે **સ્થિતિબંધ**. તેનો જે સ્વાદ બંધાય તે **રસબંધ**. અને તેનું જે

---

૧ એનું સ્વરૂપ ઉપલા પુસ્તકમાં કહીશું.

નાનું મોટું કદ બંધાય તે **પ્રદેશ બંધ** કહેવાય. તેમ અહીં કર્મનો બંધ પણ **પ્રકૃતિ, સ્થિતિ, રસ,** તથા **પ્રદેશ** એમ ચાર પ્રકારે થાય છે, કર્મના આઠ પ્રકાર છે તે તેનો પ્રકૃતિ બંધ જા જાણવો. તેથી કર્મના એ આઠ પ્રકાર છે તે તેના સ્વભાવરૂપ હોવાથી **મૂળપ્રકૃતિ** ગણાય છે.

**બીજો સ્થિતિબંધ** તે કોઇક પ્રકૃતિ ટુંકી મુદતે થાય અને કોઇકિ બહુજ લાંબા વખત સુધી ટકે છે તે **સ્થિતિબંધ.**

**ત્રીજો રસબંધ** તે કેટલા કર્મ કડવારસે બંધાય છે, કેટલાક મીઠારસે બંધાય છે. એમ વિચિત્રરૂપે કર્મ બંધાય તે **રસબંધ.**

**ચોથો પ્રદેશબંધ** તે મંદપણે વર્તી કર્મ બાંધતા અલ્પ પ્રદેશિ એટલે પાતળા કર્મ બંધાય, અને ઉત્કટયોગે વર્તી કર્મ બાંધતાં બહુ પ્રદેશિક સ્થૂલકર્મ બંધાય તે **પ્રદેશબંધ**

---

## પરીક્ષા પાઠ ૨૩.

બંધ એટલે શું ?
બંધ કેટલા પ્રકારે કરાય છે ?
પ્રકૃતિ બંધ તે શું ?
કર્મની મૂળ પ્રકૃતિ કેટલી છે ?
સ્થિતિ બંધ તે શું ?
રસબંધ તે શું ?
પ્રદેશબંધ તે શું ?

---

## પાઠ ૨૪ બંધ–નિર્જરા મોક્ષ ભાગ ૨ જો નિર્જરા.

બાંધેલા કર્મોને ક્ષય કરવા તે **નિર્જરા**. નિર્જરા બે પ્રકારે છે. **સકામ નિર્જરા** અને **અકામ નિર્જરા.** ઇચ્છાપૂર્વક કષ્ટ સહનથી **સકામ નિર્જરા** થાય છે, અને ઇચ્છાવગરની તિર્યંચોની માફક કષ્ટ સહ્યાથી **અકામ નિર્જરા** થાય છે.

કર્મની નિર્જરાનો મુખ્ય હેતુ તપ છે, તેના બાર પ્રકાર છે. તે આ પ્રમાણે—

**આભ્યંતર** અથવા **આંતરિક તપ** છ પ્રકારે છે:—

પ્રાયશ્ચિત.

વિનય.

વૈયાવૃત્ય (દેવગુરૂની સેવા પૂજા) તથા માંદાની ચાકરી.

**સ્વાધ્યાય**—શાસ્ત્રપઠન.

**ધ્યાન**—એક ચિત્ત.

કાયોત્સર્ગ—સમાધિમાં રહી કાયાને વોસરાવી દેવી તે.

**બાહ્ય** (અથવા બાહેરમાં દેખાતું) તપ છ પ્રકારે છે:

**અનસન** (ઉપવાસ વગેરે.)

**ઉનોદરી** (ઓછું ખાવું તે.)

**વૃત્તિસંક્ષેપ** (અમુક ચીજો ખાવી તે.)

**રસત્યાગ** (દૂધ, ઘી, કે ગોળ વગેરે નહિ ખાવા તે.)

**કાયક્લેશ** (શરીરને તપાવી તસ્દી આપવી તે.)

**સંલીનતા** (એક ઠેકાણે રક્ષાને માટે સંકોચાઇ બેશી રહેવું તે.)

આ બાર પ્રકારના તપથી, બાંધેલા કર્મ તૂટે છે. છતાં તેમાં પણ **જ્ઞાનપૂર્વક** તપ કરવાથી વધુ કર્મ ખપે છે. જે માટે કહેવામાં આવે છે કે—

**जं अन्नाणी कम्मं—खवेई बहुयारि वासहि कोडिहिं**
**तं नाणी तिहिं गुत्तो—खवेइ ऊसास मित्तेणं**

**અર્થ:**—અજ્ઞાની જન ક્રોડો વર્ષ તપ કરી જે કર્મ ખપાવે છે, તે કર્મને જ્ઞાની જન, મન, વચન, કાયને વશ રાખી એક શ્વાસ લેવાની સાથે ખપાવે છે. માટે કર્મની નિર્જરા કરવા સારૂ **પશ્ચાતાપ, વિનય,** સ્વાધ્યાય, જ્ઞાન, અને **ધ્યાન** કાર્યોત્સર્ગ એ નામના અભ્યંતર તપ ઉત્તમ સાધન છે. અને અભ્યંતર તપપૂર્વક બાહ્યતપ હોય તો તેથી બહુજ ઉતાવળે કર્મક્ષય થાય છે.

એટલા માટેજ સાધુનું નામ **ક્ષમાશ્રમણ** એટલે કે **ક્ષમાપૂર્વક તપ કરનાર** એવું પડે છે.

---

## પરીક્ષા પાઠ ૨૪.

નિર્જરા તે શું? — તેના બે પ્રકાર કયા?
સકામ નિર્જરા કેમ થાય? — અકામ નિર્જરા કેમ થાય છે?
નિર્જરાનો મુખ્ય હેતુ તો કયો? — આભ્યંતર તપ કયું?
આભ્યંતર એટલે શુ? — સ્વાધ્યાય એટલે શું?
વૈયાવૃત્ય એટલે શું? — કાયોત્સર્ગ એટલે શું?
બાહ્યતપ કયું? — બાહ્ય એટલે શું?
અનશન—ઉનોદરી વગેરે છ શબ્દનો અર્થ કહો?
વધુ કર્મ કેમ તૂટે? — તે માટેની ગાથા બોલો?
નિર્જરા માટે ઉત્તમ સાધનો કયા?
ક્ષમાશ્રમણ એવું કોનું નામ છે? તેનો અર્થ શો?

---

## પાઠ ૨૫. બંધ-નિર્જરા-મોક્ષ ભાગ ૩ જો. મોક્ષ.

પૂર્વે બાંધેલા ઘનઘાતિ કર્મોની જ્ઞાન, ધ્યાન, અને ચારિત્રથી (તપશ્ચર્યાદિથી) નિર્જરા કરી તેમનો નાશ કરતાં આત્માને કેવળજ્ઞાન-પરિપૂર્ણ જ્ઞાન પ્રગટે છે. તેના યોગે આત્મા દેહધારી છતાં સર્વજ્ઞ-પરમેશ્વર થઇ રહે છે. બાદ અઘાતિકર્મ રૂપે રહેલા બાકીના ચાર કર્મોને તેમની સ્થિતિ પ્રમાણે ભોગવી લીધાથી તેમનો ક્ષય થતાં આત્મા **મોક્ષ** પામે છે.

**મોક્ષ** અથવા **મુક્તિ** એટલે છૂટકારો. જીવ અનાદિકાળથી કર્મોવડે સંસારરૂપી કેદમાં બંધાયલો છે, તેને તેનાથી છૂટકારો મેળવે છે, ત્યારે તેને મોક્ષ મળ્યો ગણાય છે.

**મુક્તિ-સિદ્ધિ-નિર્વાણ-નિવૃત્તિ-શિવ-પરમપદ.** આ બધાં **મોક્ષના** નામ છે. મોક્ષ પામેલો આત્મા **મુક્ત-સિદ્ધ** કે **નિર્વૃત** કહેવાય છે.

**મોક્ષ** એ **પંચમગતિ** છે. એ ગતિ પામતો જીવ પોતાના પૂર્ણ સ્વરૂપને પ્રાપ્ત થાય છે. અને સમગ્ર કર્મથી મુકાઈ સ્વતંત્ર થવાથી **પરમસુખ** પામે છે.

સૌથી નીચેની સ્થિતિ તે **નિગોદ** છે. તેમ સૌથી ઉંચી સ્થિતિ તે **મુક્તિ** છે.

ત્યાં **સિદ્ધના** જીવોને સ્થૂલ કે સૂક્ષ્મ કોઇ જાતનું શરીર નથી હોતું.

**મોક્ષ** પામવાનું બીજ **સમતા** છે. સમતા એટલે સમભાવ, તેથીજ કહેવાય છે કે:—

**सेयंबरो व आसंबरो व बुद्धो व अहव अन्नो वा[1]**
**समभाव भावि यप्पा लेहइ मुक्खं न संदेहो.**

---

૧ શ્રી રત્નશેખર સૂરીકૃત.

અર્થ—શ્વેતાંબર અને દિગંબર એવા જૈનના બે પક્ષ છે, તેમાંના ગમે તે પક્ષનો હોય, અથવા બૌધ હોય, વા અન્ય કોઇપિણ હોય, તથાપિ તે, સર્વ જીવ—અજીવપર સમભાવથી પોતાના આત્માને ભાવિત કરે તો તે **મોક્ષ** મેળવે છે એમાં કાંઇ સંદેહ નથી.

મુકિત મેળવવાનો અધિકાર ફકત **મનુષ્યનેજ** છે. મનુષ્ય જાતિમાં **પુરૂપ** કે **સ્ત્રી**[1] બંને મુકિતના અધિકારી છે. તેમજ મુકિતના માટે અમુક **વેપવાળા** હોય તેજ અધિકારી થાય એવું પણ કાંઈ નથી. ગમે તો જૈન સાધુનો વેશ રાખનાર હોય, ગમે તો **અન્ય મતનો વેશ રાખનાર** હોય, અથવા ગમે તો **ગૃહસ્થનો** વેશ રાખનાર હોય, છતાં જે પવિત્ર ધ્યાનથી કર્મને તોડી નાખે તે તેજ વેશે **મુકિત** પામે છે.

જૈન સાધુના વેશે મુકિત પામનાર તે **સ્વલિંગસિદ્ધ** ગણાય છે—અન્યમતના વેશે મુકિત પામનાર તે **અન્યલિંગસિદ્ધ** ગણાય છે. અને ગૃહસ્થના વેશે મુકિત પામનાર તે **ગૃહસ્થલિંગ-સિદ્ધ** ગણાય છે.

**મોક્ષ** એ ચોથો **પુરૂષાર્થ** છે. મોક્ષનું બીજ **સમ્યકત્વ** છે. મોક્ષનો માર્ગ તે **સમ્યક્જ્ઞાન, સમ્યક્દર્શન** અને **સમ્યક્ચારિત્ર** છે. મોક્ષ માટે **જ્ઞાન અને ક્રિયા** એ બેની જરૂર છે. **ધ્યાન** એ મોક્ષનું **આવશ્યક કારણ** છે.

પરમ સુખ મોક્ષમાં છે માટે, મોક્ષ માટેજ **ધર્મની** પ્રવૃત્તિ કરાય છે. મોક્ષ પ્રાપ્ત થતાં પુણ્ય—પાપ, ધર્મ—અધર્મની પ્રવૃત્તિ બંધ પડે છે. અને પૂર્ણ નિવૃત્તિ—પૂર્ણ **આનંદ** પ્રાપ્ત થાય છે.

---

૧ સ્ત્રીને મુક્તિ દિગંબર ભાઇઓ માનતા નથી.

### પરીક્ષા પાઠ ૨૫.

કેવળ જ્ઞાન એટલે શું? તે કેમ પ્રગટે?
તેનાથી આત્મા કેવો થાય છે? મોક્ષ ક્યારે પામે?
મોક્ષ એટલે શું? મોક્ષના બીજા કયા નામ છે?
મોક્ષ પામનારને શું કહે છે? પાંચમી ગતિ કઈ?
સૌથી નીચી સ્થિતિ અને સૌથી?
ઉંચી સ્થિતિ કઇ? મોક્ષ પામવાનું બીજ કયું છે?
સમતા એટલે શું? તેની ગાથા બોલી અર્થ કરો?
મુકિતનો અધિકાર કોને છે? સ્ત્રી મુકિત પામે કે કેમ?
અમુક વેષ ધારણ કરવાથીજ મુકિત મળે છે કે કેમ?
સ્વલિંગસિદ્ધ કોને કહે છે?
અન્યલિંગસિદ્ધ કોને કહે છે?
ગ્રહસ્થલિંગસિદ્ધ કોને કહે છે?
મોક્ષમાં પૂણ્ય પાપ કે ધર્મ અધર્મની પ્રવૃત્તિ છે કે નહિં?
મોક્ષમાં શું પ્રાપ્ત થાય છે?

---

# ખંડ ૨—આચાર.

## પાઠ ૨૬. સમ્યકત્વ.

સમ્યક્ એટલે બરોબર કે યથાર્થ. **સમ્યકત્વ** એટલે બરોબરપણું કે યથાર્થતા. આ ઉપરથી જૈનમાં સાચા પદાર્થની **શ્રદ્ધા કરવી તેને સમ્યક્ત્વ કહેવામાં આવે છે, અને ખોટા પદાર્થની શ્રદ્ધા રાખવી તેને મિથ્યાત્વ કહેવામાં આવે છે. ટુંકામાં કહીયે તો સાચી માન્યતા તે સમ્યક્ત્વ છે અને ખોટી માન્યતા તે મિથ્યાત્વ છે.**

**સમ્યક્ત્વનું** બીજું નામ **સમ્યક્દર્શન** છે. **સમ્યક્દર્શન** એટલે યથાર્થ અવલોકન. સમ્યક્દર્શન થવા માટે સમ્યક્દ્રષ્ટિ એટલે ખરી નજરની જરૂર છે. તેથી ખરી નજરવાળાં પુરૂષને સમ્યક્દ્રષ્ટિ પુરૂષરૂપે ઓળખવામાં આવે છે.

**સમ્યક્દ્રષ્ટિ** એટલે સમી નજરવાળો પુરૂષ. એવો પુરૂષ ખરી બાબતોને ઓળખી તેની શ્રદ્ધા કરે છે, અને ખરી શ્રદ્ધા રાખીને ઉંચી સ્થિતિપર ચઢે છે.

ખરી નજર રાખી તપાસતાં માલમ પડે છે કે જે રાગ-દ્વેષ રહિત હોય,–પવિત્ર હોય તે ખરા **દેવ**છે. જે નિઃસ્વાર્થી હોય,–મમતારહિત રહેતા હોય તેજ ખરા **ગુરૂ** છે, અને જે સર્વ પ્રાણિયો તરફ દયાભાવ રખાવે તેજ ખરો **ધર્મ** છે. આ ઉપરથી **દેવ, ગુરૂ** અને **ધર્મ**ની ઓળખાણ કરીને તેમને માનવા એ સમ્યકત્વ છે.

**સમ્યક્ત્વ** એ ધર્મનો મૂળ પાયો ગણાય છે. **સમ્યક્ત્વ** પ્રાપ્ત થાય ત્યારેજ તે પ્રાણિ માર્ગે ગણાય છે.

**સમ્યક્ત્વ** પ્રગટાવવા માટે **સમ્યક્જ્ઞાન** મેળવવાની ખાસ આવશ્યકતા છે. કારણ કે સમ્યક્જ્ઞાન થયા શિવાય **સત્ય** શું છે અને **અસત્ય** શું છે તેની ખબર પડતી નથી. અને તેમ ન થાય ત્યાંસુધી ચોખ્ખું **સમ્યક્ત્વ** પ્રાપ્ત થતું નથી.

---

## પરીક્ષા પાઠ ૨૬.

સમ્યકત્વ શબ્દનો શો અર્થ છે?
સમ્યકત્વ એટલે શું તે ટુંકામાં કહો?
સમ્યકત્વનું બીજું નામ શું?
સમ્યકત્વ દર્શન માટે શાની જરૂર છે?
સમ્યક્દ્રષ્ટી કોને કહેવાય?

ખરા દેવગુરૂ-અને ધર્મ કયા ?
સમ્યક્ત્વ કેમ પ્રગટે ?

---

## પાઠ ૨૭. સમ્યકત્વ-ચાલુ.

**સમ્યકત્વ** પામવું એ સંસારને પાર પામવા બરોબર છે. સમ્યક્ત્વવાન્ જીવને **રાગદ્વેષની** મજબૂત ગાંઠ વળેલી રહેતી નથી. કેમકે તે જ્યારે રાગદ્વેષની **ગ્રંથી** (ગાંઠ) તોડે છે, ત્યારેજ સમ્યક્ત્વ પામે છે. અતિ આકરા કષાય જ્યારે કંઈક ધીમા પડે કે ધીમા પાડવામાં આવે, ત્યારેજ જીવને સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે.

સમ્યક્ત્વ પ્રાપ્ત થયા શિવાય કોઈને મોક્ષ મળતો નથી. જેમનું હૃદય **સમતાવાળું** હોય છે, તેને ધર્મ ઉપર ભારે પ્રીતિ હોય છે, અને સંસારની મોઝમજામાં (વૈરાગ્ય) અંદરથી ઓછી પ્રીતિ હોય છે. તેને દુઃખીજન જોઇ અનુકંપા આવે છે, અને તેનો "આત્માઅમર છે" અને કર્યાકર્મ ભોગવાય છે" આ બે વાતની તેને પાક્કી ખાતરી હોય છે.

સમ્યક્ત્વ એ કંઇ ક્રિયા નથી, પણ ચિત્તની પવિત્રતા છે. તેથી કરીને દેવતાઓ પણ સમ્યક્ત્વ પાળી શકે છે.

ટુંકામાં સાર એ છે કે ખરૂં જ્ઞાન અને ખરી શ્રદ્ધા તે સમ્યક્ત્વ છે. અને તે પ્રમાણે આચરણ કરવું તે ચારિત્ર છે.

સમ્યક્ત્વ એ જ્ઞાન છે, ચારિત્ર એ ક્રિયા છે. સમ્યક્ત્વ એ પેહેલું કર્તવ્ય છે અને ચારિત્ર એ તેના પછીનું કર્તવ્ય છે.

સમ્યક્ત્વને જૈનમાં હમણા **સમકિત** કહે છે અને તેના પાળનારને સમકિતી કહે છે. સમ્યક્ત્વવાન્ જીવ, દેવ અને ગુરૂમાં અને ધર્મતરફ ભકિત રાખનાર હોય છે.

---

### પરીક્ષા પાઠ ૨૭.

સમ્યકત્વ કયારે પ્રાપ્ત થાય છે?
સમ્યકત્વ પામ્યા વિના મોક્ષે જઇ શકાય કે નહિં?
સમ્યકત્વવાનનું હૃદય કેવું હોય છે?
ચારિત્ર એટલે શું?
સમ્યકત્વ અને ચારિત્રમાં પેહેલું કોને કરવું?
સમ્યકત્વ પાળનારને હાલ શું કહે છે?

---

## પાઠ ૨૮. ધર્મ.

ધર્મ એટલે ધરનાર. નીચે પડતાને ધરી રાખી ઉચ્ચપદે લઇ જાય તે ધર્મ. ધર્મના બે પ્રકાર છે:–સમ્યક્ત્વ અને ચારિત્ર. સમ્યક્ત્વરૂપ ધર્મમાં જ્ઞાન અને ભકિત હોવાની જરૂર છે, તેમ ચારિત્ર ધર્મમાં વૈરાગ્ય હોવાની જરૂર છે.

જ્ઞાન, ભકિત અને વૈરાગ્ય એ જૈનમાં રત્નત્રયરૂપે મનાયેલા જ્ઞાન, દર્શન અને ચારિત્રનાજ નામાંતર[1] છે જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ ત્રણે રત્નસમાન છે. તેથી તેમને રત્નત્રયી તરીકે ઓળખવામાં આવે છે.

---

૧ બીજા નામ.

જ્ઞાન અને દર્શન એ સમ્યક્‌ત્વ ધર્મ છે. ચરિત્ર એ ચારિત્ર ધર્મ છે. સમ્યક્‌ત્વ ધર્મનું ચાલુ નામ શ્રુત ધર્મ છે. શ્રુત ધર્મમાં શ્રુત એટલે શાસ્ત્ર સાંભળવું તેની મુખ્યતા છે. ચારિત્ર ધર્મમાં વિરતિની મુખ્યતા છે. વિરતિ એટલે ત્યાગ.

ધર્મના બે ભાગ હોવાથી તેને પાળનારના પણ બે વિભાગ છે:—વિરતિ અને અવિરતી—એટલે ત્યાગી અને ભોગી. સમ્યક્‌દ્રષ્ટિ થાય ત્યાંસુધી અવિરતિ ગણાય છે. સમ્યક્‌દ્રષ્ટિને માત્ર ધર્મની શ્રદ્ધા હોય છે-પણ કંઈ ત્યાગ બુદ્ધિ નથી હોતી. તેથી તે અવિરત ગણાય છે. વિરત—એટલે ત્યાગી. તેના બે પ્રકાર છે. દેશવિરતિ અથવા દેશ ત્યાગી, અને સર્વવિરતિ અથવા સર્વ ત્યાગી. દેશવિરત તે નાનાવ્રત લેનાર શ્રાવક. અને સર્વ વિરત તે મોટા વ્રત લેનાર સાધુ. દેશવિરતના ચારિત્રને દેશવિરતિ કહે છે. અને સર્વ વિરતના ચારિત્રને સર્વવિરતિ કહેછે.

---

### પરીક્ષા પાઠ ૨૮.

ધર્મ એટલે શું ?
ધર્મના કેટલા પ્રકાર છે ?
સમ્યકત્વરૂપ ધર્મમાં શેની જરૂર છે ?
ચારિત્રમાં શેની જરૂર છે ?
રત્નત્રય કોને કહે છે ?
શ્રુતધર્મ એટલે શું ?
શ્રુતધર્મ અને ચારિત્ર ધર્મમાં શો તફાવત છે ?
વિરતી એટલે ?
સમ્યક્‌દૃષ્ટિ વિરતી ગણાય કે અવિરતી ?
વિરતીના કેટલા ભેદ છે ?
દેશવિરતી કોણ ?
સર્વવિરતી કોણ ?

# પાઠ ૨૯. જ્ઞાન સંબંધી આચાર.

ગમે તેવાં મોટા રમણિય મંદિર માળીયાં હોય, તેમાં ગમે તેવાં રાચરચિલાં ગોઠવેલાં હોય, અને તેમાં ગમે તેવા મોટા પુરૂષો રહેતા હોય, પરંતુ જો તેમાં દીવા ન હોય તો સઘળું અંધારૂં અને જ્યાં સઘળું અંધારૂં ત્યાં ઘણું ઉપયોગી હોવા છતાં તે પણ નકામું. તેમ આ સંસાર ગમે તેવો હોય, તેમાં મનુષ્ય ભવ ગમે તેવો રૂડો ગણાતો હોય, તેમાં જૈનકુળ ગમે તેવું ઉંચી પદવી ભોગવતું હોય, છતાં જ્ઞાનરૂપી દીવો ન હોય તો સઘળું અંધારૂં. માટે સંસારમાં અજવાળું તો જ્ઞાનજ છે.

હવે ઉપર કહ્યું એવા જ્ઞાનના સાધનો ઘણાં છે, પરંતુ તેમાં બે સાધનો તો મૂખ્ય છે. એક ગુરૂ અને બીજું ધર્મ-પુસ્તક. ગુરૂ માટે શાસ્ત્રમાં કહ્યું છે કે—

(દુહા) **ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ વિના ઘોર અંધાર;**
**જે ગુરૂ વાણી વેગળા, તે રડવડીઆ સંસાર.**

**ભાવાર્થ:**— આ સંસારમાં રડવડી રડવડી કોણ મરે છે.? **જે ગુરૂની વાણીથી એટલે તેના ઉપદેશથી વેગળા રહે છે તે. કારણકે આ ઘોર અંધારા જેવા સંસારમાં દીવા સરખા ગુરૂ છે અને દેવતા સમાન પણ ગુરૂ છે. જેમ દીવાથી સર્વ દેખાય એમ ગુરૂના ઉપદેશથી આખા સંસારની, પોતાની અને મોક્ષની પણ ખબર પડે, માટે ગુરૂનો વિનય કરવો,[1] તેમની ભક્તિ**

---

૧ ગુરૂવિનય ઉપર શ્રેણીક રાજા અને ચોર-ચંડાળની વાત શિક્ષકે બાળકોને સમજાવવી.

કરવી, તેમને સન્માન આપવું. શુદ્ધ અન્ન, કપડાં, સ્થાન, દવા વગેરેથી તેમની સેવા કરી જ્ઞાન સંપાદન કરવાં.

જ્ઞાનનું બીજું સાધન પુસ્તક છે. એ પણ દીવા સમાન છે. જે વાત આપણને ન જણાઇ હોય તે પણ પુસ્તકરૂપી દીવા વડે દેખાય છે, જે વાત હજારો વર્ષ ઉપર કે માઇલો પર બની હોય કે બનવાની હોય, તે સર્વ પુસ્તક વડે આપણને જાણીતી થઇ પડે છે, માટે તેમનો પણ આપણે વિનય કરવો. તેમને બહુ સંભાળીને રાખવાં, તેમનો વિશેષ ઉપયોગ થાય તેમ કરવું, પુસ્તકશાળાઓમાં પુસ્તકો રાખી સર્વને તેનો લાભ મળે તેમ કરવું. યોગ્ય કારણ વિના ભંડારમાં ભરી રાખી તેને સડવવાં કે ઉધેઇને ખવડાવી દેવાં એ તેની આશાતના છે.

જ્ઞાનશાળાઓ સ્થાપી બાળકોને ધર્મજ્ઞાન અને શુદ્ધ વ્યવહાર જ્ઞાન અપાવવું જોઇએ એ પણ જ્ઞાનનું બહુ માન છે.

જ્ઞાન ભણનારા બાળકો માટે ખાવા પીવાનો બંદોબસ્ત કરી આપવો, તેમને પુસ્તકો અપાવવાં; વિદ્યાર્થીને અભ્યાસ સ્થાનો કરી આપવાં, એ પણ જ્ઞાન વૃદ્ધિ કરી પૂણ્ય–ઉપાર્જન કરવાનો સ્તુતિપાત્ર માર્ગ છે.

મહાભાગ્યવાન્ મુનિ મહારાજાઓને માટે મુનિરાજ મહા-પાઠશાળા શ્રાવકોએ સ્થાપવી. તેમને જ્ઞાન લેવાના સાધનો કરી આપવાં. એના જેવાં મહા પુણ્ય બીજાં ભાગ્યેજ હોઇ શકે. પોતે પણ કલાક બે કલાકનો આખી ઉમરભર ભણવાનો અભ્યાસ રાખવો જોઇએ કે જેથી જ્ઞાનનું આવરણ તુટી, જ્ઞાન પ્રકાશ પ્રાપ્ત થાય.

યાદ રાખવું કે ત્રણે લોકના નાથ શ્રી અરિહંત પરમાત્માને આપણે તોશું પણ શ્રીઈંદ્ર મહારાજ વગેરે સર્વે દેવો

વંદન-નમન કરે છે, પૂજન-દર્શન કરે છે તે શામાટે? પ્રભુના ઉત્તમ જ્ઞાનમાટે-પ્રભુને થયેલ **કેવળ જ્ઞાનને** માટે. માટે જ્ઞાનનેજ માન આપવું, એ પરંપરાએ **કેવલજ્ઞાન** પ્રાપ્ત કરવાના હાલ બીજ વાવવાં જેવું છે.

વળી યોગ્યકાળે, વિનય સહિત, સન્માન પૂર્વક, ઉપધાનવહી, ગુરૂના નામ સાથે, અક્ષરોના શુદ્ધ ઉચ્ચારે, શુદ્ધ અર્થે અને છેલ્લે અક્ષર અને અર્થ બંનેને સાચવી જ્ઞાન ભણવું, તેનેજ જૈન શાસ્ત્રમાં જ્ઞાનના આઠ આચાર કહે છે.

સારા પુંઠા[1] સારા રૂમાલ રાખવા, મજબૂત કબાટ વગેરે ઉપકરણો એ પણ જ્ઞાનના અવશ્યના સાધનો છે.

---

## પરિક્ષા પાઠ ૨૯

૧ જ્ઞાન શામાટે સંપાદન કરવું જાઇએ ?
૨ જ્ઞાનના મૂખ્ય સાધન કયા કયા ?
૩ ગુરૂ કેવા છે તેને માટે દુહો કહો અને તેનો ભાવાર્થ સમજાવો?
૪ ગુરૂનું સન્માન કેમ કરવું ?
૫ પુસ્તક કેવું સાધન છે ?
૬ પુસ્તકનું બહુમાન કેમ થાય?
૭ મુનિરાજ મહાશાળા, પુસ્તકશાળા વગેરે સાધનોનું પરંપરા ફળ શું છે ?
૮ કેવલી ભગવાનને આપણે કયા મુખ્ય કારણથી સન્માન આપીએ છીએ ?
૯ જ્ઞાનના આઠ આચાર કહો ?

---

૧ પુંઠાપર સોનેરી અક્ષર કરાવતાં ઇંડાની સફેદી વપરાય છે માટે એમ કરવાથી ઉલટી જ્ઞાનની આશાતના થાય છે, એ લક્ષમાં લેવું જોઇએ.

## પાઠ ૩૦ દર્શનાચાર.

દર્શનાચાર એટલે દર્શન સંબંધી આચાર. દર્શન એટલે શ્રી તીર્થંકર મહારાજે પોતાના કેવલજ્ઞાનવડે સર્વ વસ્તુના જે યથાર્થ સ્વરૂપો જાણ્યાં, અને જે આપણા હિતનેમાટે શુદ્ધ વચનો વડે તેમણે ઉપદેશ્યાં, તેમાં શ્રદ્ધા રાખવી એ દર્શન છે. એજ પ્રમાણે શ્રી અરિહંત ભગવાનના વચનને અનુસરી શુદ્ધ ચારિત્ર પાળી, જે સદ્ગુરુ આપણા હિતને માટે બોધ આપે છે, તેમના વચનોમાં પણ શ્રદ્ધા રાખવી તે પણ દર્શન છે. દર્શનનું બીજું નામ સમ્યક્ત્વ છે. સમ્યક્ત્વ શબ્દનો અર્થ ખરાપણું એવો થાયછે.

દર્શન સંબંધી આચાર આઠ પ્રકારે પાળી શકાય છે.

જેઓને કોઈ પર નથી રાગ કે નથી દ્વેષ હોતો, તેઓજ સર્વ જીવો પર અને સર્વ વસ્તુ પર સમાનદૃષ્ટિ વાળા હોયછે; આવા સમાનદૃષ્ટિવાળા શ્રી વીતરાગ પ્રભુ છે; અને તેઓના વચનો સત્ય છે, એમ દૃઢપણે માનવું, અને તેમાં કાંઈ શંકા ન આવવા દેવી, એ નિઃશંકા નામનો પ્રથમ દર્શનાચાર છે.

આપણો પરમ કલ્યાણનો માર્ગ તો જે શ્રી વીતરાગ દેવે દેખાડયો છે તેજ છે; એવું બરોબર માનવું અને બીજા ધર્મની વાંચ્છા ન કરવી તે નિઃકાંક્ષા નામનો બીજો દર્શનાચાર છે.

જેઓ શરીરાદિ ઉપરની મૂર્ચ્છા ઉતારી શ્રી વીતરાગ પ્રભુના માર્ગે ચાલનારા સાધુ સાધ્વી છે, તેમના વસ્ત્રાદિ દેખી દુર્ગંચ્છા ન કરવી એ નિર્વીતિગિચ્છા નામનો ત્રીજો દર્શનાચાર છે.

શ્રી સદ્ગુરુનાં વચન પ્રમાણે વર્તવું અને બીજાના ચમત્કારથી ભોળાઇ ન જવું એ અમૂઢદૃષ્ટિ નામનો ચોથો દર્શનાચાર છે.

સમ્યક્ત્વવંત કોઈ પણ સુજનના ગુણની અનુમોદનાપૂર્વક પ્રશંસા કરવી એ ઉપવૃંહણા નામનો પાંચમો દર્શનાચાર છે.

ઉત્તમ એવા જિનધર્મથી પડતાં પ્રાણીને ધર્મમાં પાછો સ્થિર કરવો એ સ્થિરીકરણ નામનો છઠ્ઠો દર્શનાચાર છે.

સ્વધર્મિ બંધુઓની રૂડે પ્રકારે ભક્તિ કરવી તથા સર્વ જીવ પર મૈત્રી ભાવ રાખવો એ વાત્સલ્ય નામનો સાતમો દર્શનાચાર છે.

અન્ય ધર્મવાળા પણ જૈન ધર્મની પ્રશંસા કરે એવા કાર્ય કરવાં એ પ્રભાવના નામનો આઠમો દર્શનાચાર સમજવો.

---

### પરીક્ષા પાઠ ૩૦.

દર્શનના બે અર્થ કયા કયા ?
દર્શનનો આચાર પાળવાના કયા આઠ પ્રકાર છે ?

---

## પાઠ ૩૧ શ્રી જિનેશ્વરની પૂજા ભાગ ૧.

રાગ અને દ્વેષ પ્રાણી માત્રના કટ્ટા શત્રુઓ છે. જે મહાન્ આત્માઓએ એ શત્રુઓને સમ્પૂર્ણ રીતે જીત્યા છે તેજ શ્રી જિનેશ્વર ભગવાન છે. શ્રી જિનેશ્વર ભગવાનની ભાવ સહિત પૂજા કરતાં આપણામાં પણ રાગ દ્વેષને જીતવાનું બળ–વીર્ય સ્ફુરી આવે છે અને એ સ્ફુરતાં બળ–વીર્યને ગોપવ્યાવિના[1] તેને અનુસરી યથાશક્તિ આપણો આચાર રાખતા જઇએ તો આપણે પણ શ્રી જિનેશ્વર ભગવાન જેવા થઇએ, કારણકે કહ્યુ છે કે—"પૂજા કરતાં પ્રાણીઓ પોતે પૂજનીક થાય."

જેમ બ્રિટિશ સરકારના વાઇસરોયે જેનાપર સહી કરી છે એવો કાગળ તે કાગળ નથી, પણ દશ હજાર રૂપીઆની નોટ

---

૧ છુપાવ્યા વિના.

તરીકે ગણાય છે, જેમ એક માણુસ ઉપર શાસ્ત્ર વિધિપ્રમાણે સંસ્કાર કરવામાં આવવાથી તે માણુસ ગુરુ કે રાજા તરીકે મનાય છે, તેમ શાસ્ત્રાનુસારે જેનાપર સુસંસ્કાર કરવામાં આવ્યા છે, તેવી પ્રતિમાજી વડે પ્રભુજ ઓળખાય છે; પરંતુ એવી કઈ પ્રતિમાજી છે કે જેવડે શ્રી વીતરાગપ્રભુ ઓળખાય અને આ શ્રી જિનેશ્વર ભગવાનજ છે એવી આપણી પૂર્ણ ખાતરી થાય ? તેને માટે તો :—

### मालिनी छंद.

प्रशमरसनिमग्नं दृष्टियुग्मं प्रसन्नं
वदनकमलमङ्कः कामिनीसंगशून्यः ।
करयुगलमपि यत्ते शस्त्रसंबन्धवन्ध्यं
तदसि जगति देवो वीतरागस्त्वमेव. ॥

ભાવાર્થઃ—જેની બે દૃષ્ટિ જાણે શાંત રસમાં નિમગ્ન હોયની એવી દેખાય છે. જેમનું મુખકમળ જાણે પ્રસન્ન દેખાતું હોયની એવું જણાય છે, જેમનો ખોળો કામિનીના સંગથી રહિત છે, જેમના બે હાથ શસ્ત્રના સંબંધ વગરના છે, એવો જગત્‌માં કોઈ પણ દેવ હોય તો હે વીતરાગ પ્રભુ તેવો દેવ તો તુંજ છે. શ્રીજિનેશ્વરની આવી શાંતમુદ્રા જોઈ શાંત રસવાળા પ્રભુનું આપણે હૃદયમાં દર્શન કરીએ છીએ અને શાસ્ત્રમાં પણ તેમજ લખે છે કે :—

" જિન પ્રતિમા જિન સારખી કહી સૂત્ર મુઝાર "

વળી એવા જિનેશ્વરની દ્રવ્યભાવે પૂજા કરવાથી આપણા શુદ્ધ ચૈતન્યની પણ પૂજા થાય છે. કારણકે શાસ્ત્રમાં એમ પણ કહ્યું છે કે—

"જિનજીની પૂજારે તે નિજ પૂજનારે—ભાવ પ્રશસ્ત ને શુદ્ધ"

શ્રી જિનપૂજાના અધિકારી સર્વ મનુષ્યો[1] અને સર્વ દેવો પણ છે. દેવો પણ સ્નાન કરી પવિત્ર થઈ ભાવસહિત પૂજા કરે છે, અને આપણે પણ તેમજ કરવું જોઇએ.

ચોખ્ખી જગામાં, અલ્પ પણ ચોખ્ખું પાણી લઈ, શરીરપર મેલ ન રહે તેવી રીતે નહાવું. બને તો સુગંધી અને સ્વચ્છ ટુવાલથી શરીરને લૂછી, પવિત્ર વસ્ત્ર પહેરી, શ્રીજિનમંદિરમાં જઈ ચંદનથી આપણે કપાળે ચાંડલો કરી, શાંત ચિત્તે પ્રભુની નવે અંગ પૂજા કરવી. પૂજામાં જે પદાર્થો લાવવા તે ઘણાંજ ઉંચા લાવવા. ચંદન–કેશર–કપૂર–ફુલ–અત્તર–અગર વગેરે સુગંધી ને સ્વચ્છ તેમજ ઉંચા પદાર્થોવડે ભાવસહિત પૂજા કરવામાં આવે તો ઘણાં સારાં ફળ થાય છે.

આજે મેં ભાવ સહિત ત્રણે લોકના નાથ, શ્રી ઇંદ્રને પણ પૂજનીક એવા શ્રી અરિહંત પ્રભુને ભાવ સહિત પૂજ્યા છે. માટે અવશ્ય આજે મારાં કાર્યમાં સિદ્ધિ થશે, એવા ઉમંગથી જે કોઇ સુશ્રાવક કે દેવતા પોતાનાં સારાં કાર્યો કરવા ચાહે છે, તેમને ઘણુંકરી અવશ્ય સારો લાભ થાયછે. આમ છતાં ઉત્તમ માર્ગ તો એ છે કે કંઈપણ પુદ્ગલિક વસ્તુની ઇચ્છા વિના વિતરાગ પ્રભુની પૂજા કે ધર્મક્રિયા કરવી.

---

## પરીક્ષા પાઠ ૩૧.

જિનમૂર્તિ જોવાથી શું યાદ આવેછે ?
મૂર્તિને જોઇ આપણે નમિએ છીએ તે કોને નમિયે છીએ ?

---

૧ શ્રી સાધુ મહારાજને પણ ભાવપૂજાનો અધિકાર છે અને દર્શન તો હમેશાં સર્વને કરવાનાં છે.

શા માટે પવિત્ર થઇને પૂજા કરવી?
પૂજા કેવી રીતે કરવી? પૂજા કરનારે કેવા થવું જોઇએ?

---

## પાઠ ૩૨. શ્રીજિનપૂજા વિધિ.

શ્રીજિનેશ્વર ભગવાનની નવે અંગે પૂજા કરતાં ભાવસહિત અર્થપૂર્વક બોલવાના દુહા.

બે ચરણે પૂજા કરતાં-

જળ ભરી સંપુટ પત્રમાં, યુગલિક નર પૂજંત;
ઋષભ ચરણ અંગુઠડો, દાયક ભવજલ અંત. ૧

બે જાનુપર પૂજા કરતાં-

જાનુ બલે કાઉસગ્ગ રહ્યા, વિચર્યા દેશ વિદેશ;
ખડા ખડા કેવળ લહ્યું, પૂજો જાનુ નરેશ. ૨

બે કાંડે પૂજા કરતાં-

લોકાંતિક વચને કરી, વર્ષ્યા વર્ષીદાન;
કરકંડે પ્રભુ પૂજના, પૂજો ભવિ બહુમાન. ૩

બે ખભા આગળ પૂજા કરતાં-

માન ગયું દો અંશથી[1] દેખી વીર્ય અનંત;
ભૂજા બલે ભવજલ તર્યા, પૂજો ખંધ મહંત. ૪

શિખા ઉપર પૂજા કરતાં[2]-

સિદ્ધ શિલા ગુણ ઉજલી, લોકાંતે ભગવંત;
વસીઆં તેણે કારણ ભવી, શિર શિખા પૂજંત. ૫

---

૧ દો અંશથી=બે ખભા. ૨ અચલ ગચ્છવાળા પ્રભુના ખભા ઉપર પૂજન કર્યા પછી પ્રભુની નાભિ ઉપર, પછી હૃદય ઉપર, પછી કંઠે, પછી લલાટે અને પછી શિખા ઉપર પૂજન કરે છે પરંતુ દુહા તો આજ પણ પોતાને યોગ્ય ક્રમે બોલે છે.

લલાટ ઉપર પૂજા કરતાં-

**તીર્થંકર** પદ પૂણ્યથી, ત્રિભુવન જન સેવંત;
ત્રિભુવન તિલક સમા પ્રભુ, ભાલ તિલક જયવંત. ૬

કંઠ ઉપર પૂજા કરતાં-

સોળ પહોર દઇ દેશના. કંઠવિવર વર્તુળ[1];
મધુર ધ્વની સૂર નર સૂણે, તિણે ગલે તિલક અમૂલ. ૭

હૃદય ઉપર પૂજા કરતાં-

હૃદય કમલ ઉપશમ જલે, બાળ્યા રાગ ને રોષ;
હિમ દહે વન ખંડને, હૃદય તિલક સંતોષ. ૮

નાભી ઉપર પૂજા કરતાં-

રત્નત્રયો ગુણ ઊજલી, સકલ સુગુણ વિશ્રામ;
નાભિકમલની પૂજના, કરતાં **અવિચલ ધામ**[2]. ૯

નવ અંગ પૂજા કરવી, તેનું કારણ[3]:—

ઉપદેશક નવતત્ત્વના. તિણે નવ અંગ જિણંદ;
પૂજો બહુ વિધ ભાવશું[4], કહે શુભવીર મુણીંદ.

---

**પરીક્ષા પાઠ ૩૨.**

નવ અંગ પૂજાના દુહા બોલો.
કેટલાક શિખાથી નાભિ ઉપર અને કેટલાક નાભિથી શિખા-ઉપર અનુક્રમે પૂજા કરે છે તેમાં શી શી અપેક્ષાઓ રહે છે?

---

૧ વર્તુળ=ગોળ. ૨ મોક્ષ. ૩ આ દુહો બોલતાં પ્રભુની પસમાં કેટલાક પૂજા કરે છે. ૪ ભાવથી.

# પાઠ ૩૩. ગુરૂસેવા.

જેઓ નિઃસ્વાર્થી, નિર્લોભી, નિષ્પરિગ્રહી. નિર્મળ, નિષ્કામ, નિર્મત્સર, નિર્દંભ, અને નિષ્પાપ હોય છે; વળી જેઓ સત્યવાદી, શીયળવન્ત દયાળુ, ક્ષમાવન્ત, જ્ઞાની અને અપ્રમાદી હોય છે; તે પુરૂષ આપણા ગુરૂ ગણાય છે. ગુરૂ નિઃસ્વાર્થી અને જ્ઞાની હોય તોજ આપણને તારી શકે છે.

ગુરૂના ત્રણ ભેદ છેઃ—આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ, આચાર્ય સર્વોપરિ ગુરૂ છે, ઉપાધ્યાય શિક્ષા ગુરૂ છે અને સાધુ ધર્મગુરૂ છે.

ગુરૂની સેવા કરવી એટલે તેમને જઇ વંદન કરવું, તેમને આહારપાણી માટે નિમંત્રણ કરવું, તેમનું યોગ્ય કાર્ય માથે ચઢાવવું, તેમનો હિતોપદેશ ધ્યાનપૂર્વક સાંભળવો, અને તેમના તરફ ભક્તિ અને બહુ માનથી વર્ત્તવું.

ગુરૂની સેવાથી ગુરૂ પ્રસન્ન થઇ શાસ્ત્રના ઉંડા રહસ્ય સંભળાવે છે. એ રહસ્યો જાણ્યાથી આપણે સમ્યક્ત્વ પામી, આપણી જીંદગીમાં ખરે રસ્તે ચડીને, સુખી થઇએ છીએ, અને ભવાંતરમાં સદ્ગતિ મેળવીયે છીએ. માટે ગુરૂનો ઉપકાર મહાન્ છે.

બાળકના ગુરૂ માબાપ છે, વિદ્યાર્થીના ગુરૂ શિક્ષક છે, અને ધર્માર્થીના ગુરૂ ધર્મગુરૂ છે.

નાના બાળકોએ માબાપની આજ્ઞામાં રહેવું જોઇએ, વિદ્યાર્થીઓએ શિક્ષકની આજ્ઞા સ્વિકારવી જોઇએ, અને ધર્માર્થી જનોએ ધર્મગુરૂની આજ્ઞા પાળવી જોઇએ.

આજ લગી જે જૈનના ગુણવાન્ અને વિદ્વાન્ આચાર્યો થઇ ગયા તે બધા આપણા ગુરૂજ છે, તો પણ ગુરૂ તરીકે ગૌતમસ્વામિનું નામ આપણને તરત યાદ આવે છે.

**શ્રીગૌતમસ્વામિ** જાતે બ્રાહ્મણ હતા. તેમણે **મહાવીરસ્વામિ** પાસે પેહેલી દીક્ષા લીધી તેથી તે પેહેલા ગણધર ગણાયા. ગણ એટલે સમુદાય. સાધુઓનો સમુદાય સંભાળનાર તે ગણધર છે.

જૈનમાં ચાર મંગળ ગણાય છે. પ્રથમ મંગળ **વીરભગવાન** છે, બીજું મંગળ **ગૌતમસ્વામિ** છે, ત્રીજું મંગળ **થુલીભદ્ર** જેવા ખરા શીલવાન્ સાધુ છે અને ચોથું મંગળ **જૈનધર્મ** છે.

**मंगलं भगवान् वीरो ॥ मंगलं गौतमप्रभु**
**मंगलं स्थुलभद्राद्य : ॥ जैनधर्मोस्तु मंगलंम्. ॥**

---

**પરીક્ષા પાઠ ૩૩.**

ગુરૂ કોણ ગણાય ? ગુરૂની સેવા કેમ કરવી ?
ગુરૂનો ઉપદેશ કેવો છે ? બાળકના ગુરૂ કોણ ?
વિદ્યાર્થીના ગુરૂ કોણ ? ધર્માર્થિના ગુરૂ કોણ ?
જૈનમાં ગુરૂ તરીકે કોનું નામ વધારે પ્રસિદ્ધ છે ?
ગૌતમસ્વામિ કોણ હતા ? ગણધર એટલે શું ?
ચાર મંગળ કયા ગણાય છે ?

---

## પાઠ ૩૪ શાસ્ત્રશ્રવણ.

જગતનું હિત ઇચ્છનાર નિઃસ્વાર્થ અને જ્ઞાની સત્પુરૂષો જે થઇ ગયા તે ગીતાર્થ કે આચાર્ય મહારાજ કેહેવાતા હતા. તેઓ સત્યવાદી અને તત્વજ્ઞાની હતા. તેઓ આપ્ત એટલે પ્રમાણિક પુરૂષ તરીકે ગણાયા છે. આવા ગીતાર્થ કે આચાર્યશ્રીના બનાવેલા ગ્રંથ તે શાસ્ત્ર ગણાય છે.

શાસ્ત્ર એ આપણને આજ સૂધી થઇ ગએલા મહાપુરૂષો તરફથી મળેલી ઉત્તમ ભેટ છે. એ આપણું ત્રીજું નેત્ર છે. શાસ્ત્રને જૈનમાં શ્રુત અથવા શ્રુતજ્ઞાન કહે છે. શ્રુત એટલે સાંભળેલો શબ્દ. તેનાથી થતું જ્ઞાન તે શ્રુતજ્ઞાન.

શાસ્ત્રને સાંભળનાર હોય તે શ્રાવક ગણાય છે. કેમકે શ્રાવક શબ્દનો અર્થજ એ છે. આપણે શ્રાવક છીએ, માટે આપણે શાસ્ત્ર સાંભળવા તત્પર રહેવું જોઇએ.

શાસ્ત્રો જુદી જુદી રીતના છે. જેમકે શબ્દશાસ્ત્ર, છંદશાસ્ત્ર, અલંકારશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, રસાયનશાસ્ત્ર, જ્યોતિઃશાસ્ત્ર, વૈદ્યકશાસ્ત્ર, એમ અનેક જાતના શાસ્ત્રો છે. પણ અહીંતો અધ્યાત્મશાસ્ત્ર એટલે ધર્મશાસ્ત્ર અથવા જૈન સિદ્ધાંત સાંભળવા માટેનીજ ભલામણ કરવામાં આવે છે. કારણ કે તે જ્ઞાનથી આપણને ખરી શાંતિ મળી શકે છે. અને તેનાજ શ્રવણ–મનનથી આપણને આ લોક અને પરલોકનું કલ્યાણ થાય છે. માટે અનુભવી ગુરૂપાસેથી જૈનસિદ્ધાંતના ઉંડા મર્મ સાંભળી તે પર આપણું દ્રઢ લક્ષ બાંધવું જોઇએ.

દેવલોકમાં પણ પુસ્તકો હોય છે અને તેમને દેવતાઓ વાંચે-છે. માટે જિનપૂજા, ગુરૂસેવા અને શાસ્ત્રશ્રવણ એ શ્રાવકના મૂખ્ય આચાર છે.

---

### પરીક્ષા પાઠ ૩૪.

ગીતાર્થ કોણ?  
શાસ્ત્ર કોને કહેછે ?  
આપ્ત એટલે ?  
શ્રુતજ્ઞાન એટલે ?  
શાસ્ત્રને જૈનમાં શું કહેછે ?  
શ્રાવક એટલે ?  
આપણો જન્મ સફળ કેમ થાય ?

# પાઠ ૩૫ દાન.

મનને ઉદાર રાખી કોઇનેપણ કોઇ જાતની બક્ષીસ આપવી તે દાન છે. દાન અનેક રીતના છે. જેમકે મરતા જીવોને બચાવી તેમને જીવતા રાખવા એ અભયદાન છે, પરમાર્થ બુદ્ધિએ વિદ્યા શીખવવી એ વિદ્યાદાન છે, જૈન મુનિઓને અન્નપાણી વસ્ત્ર કે ઔષધ આપવાં એ સુપાત્રદાન છે, માંદા મનુષ્યો માટે આસ્પિતાલો કરાવવામાં તથા અશક્ત પશુઓને માટે પાંજરાપોળ કરાવવામાં ધન વાપરવું એ અનુકંપાદાન છે; ભૂખ્યા તરસ્યા કે અશકત દીનદુઃખીને અન્ન, પાણી, વસ્ત્ર વગેરે આપવાં તે પણ અનુકંપાદાન છે.

દાન એ પૂણ્ય કર્મ બાંધવાનો હેતુ છે અને આગળ પૂણ્યના પાઠમાં તમે જોયું તે પ્રમાણે પૂણ્ય નવ પ્રકારે બંધાય છે. અને તેમાં મુખ્ય પાંચ પ્રકાર દાનનાજ ગણાય છે.

આપણો જન્મ આપણાજ સ્વાર્થો પૂરા કરવામાં સફળ થતો નથી. પણ બીજાઓના સ્વાર્થને માટે આપણા સ્વાર્થનો કેટલેક અંશે ત્યાગ કરવાથીજ આપણો મનુષ્ય જન્મ સફળ થાય છે.

કર્મના કાયદા મુજબ તપાસિયે તો પૂર્વભવમાં આપેલું તે અહીં મળ્યું છે અને હવે પછી જે આપશું તે ભવાંતરે મળશે.

કોઇને પાધરી મદદ આપવાને બદલે આડકતરી રીતે મદદ આપવી એ ગુપ્તદાન છે. દાન એ દયાનું કાર્ય છે. કેમકે હૃદયમાં દયાની લાગણી થવાથી પરોપકાર કરવાની ઇચ્છા પ્રગટે છે. અને તે બળે દાન દેવાની બુધ્ધિ થાય છે. યથાશકિત દાન આપવું એ શ્રાવકનો સામાન્ય આચાર છે.

મુનિને ભાવસહિત દાન આપતાં ભવાંતરમાં શાળીભદ્ર વગેરે મહાત્મા કેવા સુખી થયા એ આપણું જાણિતું છે. દાન-

રૂપી બી સુપાત્ર મહાત્મા રૂપી ભૂમિમાં વવાતાં, ભાવ રૂપી જળ અને ઉત્સાહરૂપી તેજ મળતાં, કોટીગણું દાન દેનારને મળે છે. દાન દેનારની અનુમોદના કરતાં પણ અત્યંત લાભ થાય છે.

---

પરીક્ષા પાઠ ૩૫.

દાન કેટલા પ્રકારનાં છે? દાન દેવાથી શું થાય છે?
આપણો જન્મ સફળ કેમ થાય?
દાનનું મહાફળ કેમ મળે?
દાન માટે કર્મનો કાયદો લાગુ પાડો?
દાન એ કયા ગુણનું કાર્ય છે?

---

## પાઠ ૩૬ સાધર્મિવાત્સલ્ય.

જૈન ધર્મ સંપને વધારનાર છે. કેમકે તેમાં જાતજાતનું અભિમાન અથવા દુરાગ્રહ કરવાની મનાઇ છે. જન્મથી કોઇ જૈન જાતિ નથી, પણ જૈનધર્મ પાળે તે જૈન ગણાય[1] છે. પૂર્વ-કાળમાં ચારે વર્ણ જૈનધર્મ પાળતા હતા, અને જૈનના ઝુંડા નીચે સર્વ એકત્ર થતા હતા. આવા તેમના જોડાણને સંઘ ગણવામાં આવતો. સંઘનો શબ્દાર્થ એવો છે કે સંપ ધરીને જોડાયેલો સમુદાય.

શ્રી તીર્થંકર ભગવાન સંઘની ચાર પ્રકારે સ્થાપના કરે છે. એટલે:—સકલ સાધુ, સાધ્વી; શ્રાવક અને શ્રાવિકા બધા મળી

૧ — જૈન ધર્મ વિષય પ્રશ્નોત્તર (શ્રીમદ્ આત્મારામજી મહારાજ કૃત.)

જે સમુદાય થાય તે સંઘ. એવા શ્રી તીર્થંકરના સ્થાપેલ સંઘની રુડે પ્રકારે દ્રવ્ય ભાવે ભકિત કરવી તે સ્વધર્મિવાત્સલ્ય.

જૈનધર્મ સ્વીકારનાર કોઇપણ જાતવાળો હોય છતાં તે બીજા જૈનનો સાધર્મિ છે. સાધર્મિ એટલે સમાનધર્મી કે સરખા ધર્મવાળો.

સાધર્મિ મનુષ્યને જૈનમાં બંધુ તરીકે ગણવા ફરમાવ્યું છે. તેથી તેને સાધર્મિ ભાઇ અથવા સાધર્મિ બંધુ કહેવામાં આવે છે.

પોતાના સાધર્મિ બંધુઓ તરફ હૃદયમાં વાત્સલ્ય એટલે વહાલ કે પ્રેમ રાખવો તેને સાધર્મિવાત્સલ્ય કહે છે.

મુસાફર સાધર્મિને ઘેર બોલાવી જમાડવું એપણ સાધર્મિ વાત્સલ્ય છે.

વિદ્યાર્થી સાધર્મિને ભણવામાં મદદ આપવી એપણ સાધર્મિ વાત્સલ્ય છે.

નિરાશ્રિત સાધર્મિને આશ્રય આપવો એપણ સાધર્મિ વાત્સલ્ય છે.

એમ સાધર્મિ વાત્સલ્ય રાખવું એ શ્રાવકની ખાસ ફરજ છે. આખી નાત જમાડવા કરતાં વિવેકપૂર્વક સાધર્મિજનની સેવા ભકિત ભરતમહારાજ વગેરેની પેઠે વિશેષ ફળ આપે છે.

---

## પરીક્ષા પાઠ ૩૬.

સંઘ એટલે શું ? સાધર્મિ કોણ ?
સાધર્મિપણામાં કોઇ નાત જાતની જરૂર છે કે ?
સાધર્મિવાત્સલ્ય એટલે શું ?

## પાઠ ૩૭ પ્રભાવના.

પ્રભાવના એટલે જે રીતે આપણો સત્ય ધર્મ દુનિયામાં જેમ બને તેમ વધુ ફેલાય તેવી રીતે લોકોના મન ખેંચવાનું કામ.

આપણો ધર્મ દયામય છે. તે જેમ વધુ ફેલાય તેમ તેમ જગતૂના જીવોને વધુ શાંતિ પમાડે એમ છે. માટે લોકોમાં તે ધર્મનો ફેલાવો કરવા આપણે તત્પર રહેવું ઘટે છે. અને તેને માટે આપણે તેવી ઉત્તમ શકિત મેળવવી જોઇએ.

ઉત્તમ જ્ઞાન, ઉત્તમ વિદ્યા, ઉત્તમ કળા, ઉત્તમ વકતાપણું, મહાનસત્તા અને પુષ્કળ ધન એ છ કારણોથી પ્રભાવના થઇ શકે છે, માટે એમાંનું કોઇ પણ સાધન મેળવી આપણે આપણા ધર્મનો, દેશ અને વિદેશમાં મહિમા વધારવો કે જેથી સર્વ જીવો દયામય ધર્મ પાળી, એટલે સર્વ જીવની દયા પાળી પોતે નિર્ભય એવાં મોક્ષપદને પામે.

પ્રભાવના કરનાર પુરૂષને પ્રભાવિક પુરૂષ કહે છે. પ્રભાવિક પુરૂષો જેમ વિશેષ થાય તેવાં યત્ન કરતા રહેવું જોઇએ.

આપણા સાધર્મિ બંધુઓમાં જે રીતે ઉંચ્ચ વિદ્યાનો વધારો થાય, ઉત્તમ વકતાઓ પેદા થાય, રાજદ્વારી માન મળવા ઉપરાંત ઉંચ્ચા દરજ્જા મળે અને સુમાર્ગે ધનનો પણ પુષ્કળ વધારો થાય તેવા ઉપાય યોજવા સકલ જૈનસંઘે એક સંપે અને એક મતે એકત્ર થવું જોઇએ.

---

### પરીક્ષા પાઠ ૩૭.

પ્રભાવના એટલે શું ? પ્રભાવના કરનાર પુરૂષને શું કહે છે? સ્વધર્મની પ્રભાવના કરવા માટે આપણે શું મેળવવું જોઇએ ?

# ખંડ ૩ જો.



## પાઠ ૩૮ નીતિ.

નીતિનો અર્થ ન્યાય. નીતિ કે ન્યાયનો ખરો અર્થ યોગ્ય વર્ત્તન એવો થાય છે. આખા જગતૂના પ્રાણી માત્ર તરફ આપણે કેવી રીતે વર્ત્તન કરવું યોગ્ય ગણાય એ નીતિને બરોબર સમજતાં જણાઇ આવે છે.

કોઇપણ વાતને નીતિ એટલે ન્યાયના નિયમમાંથી તપાસી આપણી ખાત્રી થયા પછી જે વાત યોગ્ય જણાય તે પ્રમાણે વર્ત્તન કરવું એ નીતિનો મૂળ ઉદ્દેશ છે. નીતિના માર્ગને શિષ્ટાચાર કે સદાચાર પણ ગણવામાં આવે છે. શિષ્ટ એટલે માનનીય પુરૂષો–તેમનો આચાર તે શિષ્ટાચાર, તેજ રીતે સત્ એટલે સજ્જન પુરૂષો–તેમનો આચાર તે સદાચાર. નીતિ એ ધર્મની ભૂમિકા છે. ધર્મરૂપી બીજ નીતિવાન માણસમાંજ રોપવામાંજ આવે તોજ ધર્મે બતાવેલાં ફળો માણસને પ્રાપ્ત થાય છે.

નીતિમાર્ગને જૈનધર્મમાં સામાન્ય ધર્મ ગણેલો છે. સામાન્ય એટલે સર્વને માનનીય. કહેવાનો હેતુ એકે સઘળા ધર્મમાં નીતિના નિયમો ઘણુંકરી એકસરખા હોય છે.

આ ઉપરથી આપણે સમજવું જોઇએ કે નીતિમાર્ગસુધી સઘળા ધર્મો સાથે સાથે ચાલે છે અને ત્યારપછી પોતપોતાની શક્તિ અનુસાર થએલી માન્યતા પ્રમાણે ચોકસ ધર્મ ગ્રહણ કરાય છે. આટલા માટે નીતિનો સર્વમાન્ય ધર્મ ગણવામાં આવે છે.

નીતિને પુરતી રીતે પાળતાં પાળતાં આપણે સ્વભાવિક રીતે

ધર્મમાર્ગ ઉપર આવી જઇએ છીએ. આટલા માટે નીતિમાર્ગે ચાલનાર માણસનેજ જૈનધર્મમાં **માર્ગાનુસારી** ગણવામાં આવે-છે. અને માર્ગાનુસારી હોય તેજ ધર્મ પાળવાનેજ ખરેખરો અધિકારી ગણાય છે.

જેમ સંસાર વહેવારમાં હિસાબજ્ઞાન વિના ચાલે નહિ, તેમ ધર્મ વહેવારમાં નીતિ વિના ચાલેજ નહિ. આટલા માટે નીતિ એ ધર્મનું ગણિત પણ કહેવાય છે.[1]

---

### પરીક્ષા પાઠ ૩૮.

નીતિમાર્ગનું બીજ શું ? નીતિનો સિદ્ધાંત શું છે ?
શિષ્ટ એટલે કોણ ? નીતિમાર્ગને જૈનમાં શું ગણેલો છે ?
તે કયાં સુધી સઘળા ધર્મ સાથે મળે છે ?
સર્વ સામાન્ય ધર્મ કયો છે ?
નીતિવાન માણસને જૈનમાં કેવો ગણેલો છે ?
ધર્મ પાળવાને અધિકારી કોણ ગણાય છે ?

---

## પાઠ ૩૯ નીતિના મુખ્ય નિયમો.

### માર્ગાનુસારીના ૩૫ ગુણ ભાગ ૧ લો.

જૈનમાં માર્ગાનુસારી પુરૂષના પાંત્રીશ ગુણ કહ્યા છે. એ પાંત્રીશ ગુણોમાં નીતિના ઘણાખરા નીયમો સમાઇ જાય છે તેથી અહીંઆ તે ગુણોની ટૂંકી વ્યાખ્યા આપી છે.

૧ **ન્યાયાર્જન**-ન્યાયથી ધન કમાવું અર્થાત્ પ્રમાણિક થઇ ઉદ્યોગ કરવો કેમકે પ્રમાણિકતા સાથેનો ઉદ્યોગજ ધન મેળવવાનો ખરો ઉપાય છે.

---

૧ Morality is the mathematics of religion.

૨ **અન્યગોત્ર વિવાહ**–બીજા ગોત્રની યોગ્ય કન્યાને યોગ્યવયે પરણવું અર્થાત્ ગોત્રસંબંધ તથા બાળલગ્ન, વૃદ્ધલગ્ન અને કજોડાંને વર્જ કરવા.

૩ **શિષ્ટાચાર પ્રશંસા**–સદાચારના વખાણ અર્થાત્ સારા પુરૂષોની સારી રીતભાતો તરફ પસંદગી રાખવી.

૪ **અંતરંગી શત્રુ જય**–અતિકામ, અતિક્રોધ, અતિલોભ, અતિમાન, અતિમદ અને અતિહર્ષ ન કરવાં; કેમકે:–'**अति सर्वत्र वर्जयेत्**'[1] એ ખાસ નીતિ સિદ્ધાંત છે.

૫-૬ **અયોગ્ય સ્થાન ત્યાગ**–ભયવાળાં સ્થળને છોડી સલામત જગ્યાએ રહેવું.

૭-૮-૯ **યોગ્યસ્થાન નિવેશ**–યોગ્ય સ્થળે રહેવું. આના પેટામાં નિચે મુજબ બીજા નિયમો છે:–( ૧ ) ઉપદ્રવ સ્થળને છોડી દેવું. ( ૨ ) લડાઇ સ્થળને છોડવું. ( ૩ ) ઘરમાં અનેક માર્ગ ન રાખવા. ( ૪ ) અતિ ગુહ્ય સ્થળે ન રહેવું. ( ૫ ) અતિ ખુલ્લા સ્થળે ન રહેવું.

૧૦ **પાપભય.**—પાપથી ડરવું અર્થાત્ ઉશ્કેરાઇ જતાં પણ ખૂન વગેરે કરતાં ડર ખાઇને કામ ન કરવું.

૧૧ **ગુણપ્રશંસા**–સદ્ગુણી પુરૂષોની પ્રશંસા કરવી.

૧૨ **સત્સંગ**—સારા જનોની સોબત કરવી.

૧૩ **માતૃપિતૃ ભક્તિ**—માબાપની ભક્તિ કરવી અર્થાત્ તેમની આજ્ઞા પાળવી.

૧૪ **દેશાચાર પાળન**—અર્થાત્ જે દેશમાં રહેવું તે દેશના કાયદા અને રીતભાતને માન આપવું.

૧૫ **આયોચિત વ્યય**–આયપતને ઉચિત ખરચ રાખવું અર્થાત્ પેદાશ પ્રમાણે ખરચવું.

---

૧ અતિ સર્વ ઠેકાણું છોડવું.

૧૬ અનુદ્ભટ વેષ–સાદો પહેરવેશ રાખવો.

૧૭ શાસ્ત્ર શ્રવણ–શાસ્ત્ર સાંભળવાં–અર્થાત્ બુદ્ધિને અને હૃદય ખીલવવાનાં ઉપાયો તરફ આદર રાખવો.

૧૮ અજીર્ણે ભોજન ત્યાગ–અજીર્ણ થતાં ઉપરા ઉપરી નહિ ખાવું–અર્થાત્ પાચનશક્તિ પ્રમાણે ખાવું.

૧૯ કાળે ભોજન–વેળાસર જમવું.

૨૦ ત્રિવર્ગ સાધન–ધર્મ, અર્થ[1] અને કામ એ ત્રણ વર્ગ સાધવા.

૨૧ આતિથ્ય–પરોણાની આગતા સ્વાગતા સાચવવી.

૨૨ અભિનિવેશ ત્યાગ–હઠનો ત્યાગ કરવો અર્થાત્ કદાગ્રહથી દૂર રહેવું.

૨૩ ગુણી પક્ષપાત–ગુણિજનોને મદદગાર રહેવું.

૨૪ પ્રતિષિદ્ધ દેશકાળ ત્યાગ–દેશકાળ પ્રમાણે અયોગ્ય સ્થાન વર્જવા. સાહસ કરી નિષિદ્ધ દેશમાં જવું નહિ અને અકાળે કામ કરવું નહિ.

૨૫ વૃદ્ધ સેવા–મોટા જનોની સેવા કરવી.

૨૬ પોષ્ય પોષણ–આશ્રિત જનનું પોષણ કરવું.

૨૭ સુવિમૃશ્યકારિત્વ–વિચારીને કામ કરવું.

૨૮ વિશેષતત્વ–વિશેષ જાણતા રહેવું અર્થાત્ વિવેક ધરવો.

૨૯ લોકપ્રિયત્વ–લોક લાગણી સાચવવી; લોક હિતના કામ કરવાં દ્રવ્ય, પૈસો ખરચવો.

૩૦ લજ્જાલુત્વ–શરમવાળા થવું, નિર્લજ્જ ન થવું.

૩૧ વિનય–માબાપ તથા ગુરૂ જનોનો વિનય કરવો.

૩૨ દયાળુત્વ–દીનપર દયા રાખવી.

---

૧ દ્રવ્ય—પૈસો.

૩૩ સૌમ્યદષ્ટિ-મીઠી નજર રાખવી અર્થાત્ ગુસ્સે નહિ થવું; અમી દ્રષ્ટી રાખવી.

૩૪ કૃતજ્ઞતા-કહેલા ઉપકારને જાણતાં રહેવું.

૩૫ ઇંદ્રિય જય-ઇંદ્રિયોને વશ રાખવી.

કોઇ પણ માણસ આ પાંત્રીશ ગુણ પ્રમાણે વર્ત્તન કરતો હોય તે જૈનધર્મના માર્ગને અનુસરનારો થઇ શકે છે.

---

પરીક્ષા પાઠ ૩૯.

માર્ગાનુંસારીના કેટલા ગુણ છે.?

---

## પાઠ ૪૦

## ધર્મરત્ન પામવાના ૨૧ ગુણ.

ધર્મરૂપી રત્ન પામવામાટે નીચેના એકવીશ ગુણ શ્રાવકે ધારણ કરવા. તેવિના ધર્મરત્ન પ્રાપ્ત થઈ શકે નહિં.

૧ અક્ષુદ્રતા-ગંભીરબુદ્ધિ.
૨ સુરૂપતા-સુંદર આકૃતિ.
૩ સૌમ્યતા-શાંત સ્વભાવ.
૪ લોકપ્રિયતા-લોકમાં વહાલાપણું.
૫ અક્રૂરતા-કોમળ હૃદય.
૬ પાપભીરૂતા-પાપ ભય.
૭ અશઠતા-નિષ્કપટ.
૮ દાક્ષિણ્ય-લાલચુપણું.
૯ લજ્જાળુતા-શરમ.
૧૦ દયાળુતા-દયા.
૧૧ માધ્યમતા-નિષ્પક્ષપાત.
૧૨ સૌમ્યદ્રષ્ટિ-મીઠી નજર.
૧૩ ગુણરાગિની-ગુણાનુરાગ.
૧૪ સુપક્ષતા-કુટુંબ કેળવણી.
૧૫ દીર્ઘદર્શિતા-લાંબો વિચાર.
૧૬ વિશેષજ્ઞતા-વિવેક.
૧૭ વૃદ્ધાનુસારિતા-સલાહ સંપ
૧૮ વિનીતતા-વિનય.
૧૯ કૃતજ્ઞતા-ઉપકાર સ્મર્ણ.
૨૦ પરહિતકારિતા-પરગજુપણુ.
૨૧ લબ્ધલક્ષ્યતા-ચાતુર્યઆજ્ઞાતસાદીપણું.

આ એકવીશ ગુણ પામેલ માણસ જૈનધર્મરૂપ રત્ન પામવાને યોગ્ય ગણાય છે.

---

પરીક્ષા પાઠ ૪૦

ધર્મરત્ન પામવાના કેટલા અને કયા કયા ગુણ છે?

---

## પાઠ ૪૧ મો નીતિના નિયમોનો સાર.

પાંત્રીશ માર્ગાનુસારિના લક્ષણ અને એકવીશ ધર્મરત્ન પામવાના ગુણો ઘણેભાગે અરસ પરસ મળતા છે, તેથી તેમના પરથી તારણ કરીને નીચે મુજબ નીતિના નિયમો ગોઠવ્યા છે.

મનુષ્ય માત્રે ન્યાય સાચવવો જોઇએ, શાંતિ વધારવી જોઇએ, સાવધાનીથી વર્ત્તવું જોઇએ, નમ્રતા ધારવી જોઇએ, અને ઓચિત્ય પાળવું જોઇએ. જે તમામ નીતિના નિયમો આ પાંચે વર્ગમાં સમાય છે તે આ પ્રમાણે છે.

ન્યાય પ્રધાન નીતિઃ—ન્યાયબુદ્ધિ, નિષ્પક્ષપાત, સત્યવાદિતા, પ્રમાણિક્તા, શીળ, સદાચાર, ગુણાનુરાગ.

શાંતિ પ્રધાન નીતિઃ—શાંતિ, સંતોષ, સહનશીળતા, ધૈર્ય, ગાંભીર્ય, દયા, સૌમ્યતા, સંયમ, લજ્જા, પાપભીરૂતા.

સાવધાનતા પ્રધાન નીતિઃ—સાવધાનતા,[1] સત્સંગ, ઉદ્યોગ, મિતવ્યય, મિતાહાર, વ્યવસ્થા, વિજ્ઞાન, વિવેક, વિમૃશ્યકારિતા[2] સ્વપરીક્ષા, ચાતુર્ય, સ્વચ્છતા.

ઔચિત્ય પ્રધાન નીતિઃ—ત્રિવર્ગ, સાધન, આતિથ્ય, કુટુંબપોષણ, કુટુંબશિક્ષણ, ઉદારતા, પરોપકાર, સત્યતા, સુરૂપતા, લોકપ્રિયતા.

---

૧ ઉચિત કરવું તે. ૨ વિચારી કાર્ય કરવું.

પરીક્ષા પાઠ ૪૧

નીતિના પાંચ વર્ગ કયા છે?

---

## પાઠ ૪૨ નીતિ પાળવાનો ઉપાય.

### દૃઢનિશ્ચય

કોઈપણ કામ પાર પાડવા માટે દૃઢનિશ્ચય કે પકકો ઠરાવ કર્યા વિના પાર પાડી શકાતું નથી. "આ કામ કર્યાથીજ મને લાભ મળશે, અને એથી વિરૂદ્ધ વર્ત્તીશ તો અવશ્ય ગેરલાભ થશે" આમ તે કામના સંબંધે ખાત્રી હોવાની પેહેલી જરૂર છે. ખાત્રી થયા પછી "મારે આ કામ ગમે તેમ થાય તોપણ કરતાજ રહેવું." એવો મજબૂત સંકલ્પ બાંધવો જોઇએ આનું નામ દૃઢનિશ્ચય છે.

આ રીતે નીતિના સંબંધમાં પણ દૃઢનિશ્ચય હોવો જોઇએ. જ્યાં સુધી આપણા મનમાં "નીતિ એજ આપણી ઉન્નતિનો હેતુ છે" એવી ખાત્રી ન થઈ હોય ત્યાં સુધી આપણે નીચ લાલચોમાં ફસાઈ નીતિભ્રષ્ટ થવા પગલાં ભરીશું પણ તેવી ખાત્રી થઈ હશે તો કદાપિ અનીતિના માર્ગે નહિ ઉતરીશું.

આવી ખાત્રી કેમ થાય? એ સવાલનો જવાબ એજ છે કે આપણા અંતઃકરણને જરાક જાગ્રત કરીને વિચાર કરીએ તો તરત ત્યાં ખાત્રી થતી માલમ પડશે.

જુઓ અત્યારેજ આપણું શાંત મન શી શાક્ષી આપે છે, તે તપાશો.

મનની હાલત બે છે. એક શાંત મન અને બીજું અશાંત મન. ઉચ્ચ વૃતિવાળું મન અને નીચ ઉચ્ચ વૃતિવાળું મન. આપણને નીતિ એજ ઉન્નતિનો હેતુ છે, એમ ખાત્રી કરી આપી નીતિ તરફ શાંત આપણને દોરે છે; અને તેવી સમજ હોવા છતાં નીચ વૃતિવાળું મન આપણને અનીતિ તરફ લલચાવીને દોરે છે. માટે મન આપણા શાંત અને ઉચ્ચ મનની આવી સ્વાભાવિક સમજને અનુસરતાં નીતિ એજ આપણી ઉન્નતિનો હેતુ છે એમ દરેક જણને ખાત્રી થશે.

આવી ખાત્રી થયા પછી તરત આપણે નીતિ પાળવા માટે દૃઢ સંકલ્પ કરવો જોઇએ કે પ્રાણ જાય તોપણ આપણે નીતિ માર્ગથી ડગવું નહિ.

આવો દૃઢ નિશ્ચય કરવામાં આવે તો પછી સહેલાઈથી નીતિમાર્ગે ચાલી શકાય છે.

---

**પરીક્ષા પાઠ ૪૨.**

નીતિ પાળવાનો ઉપાય શો છે? દૃઢ નિયમ એટલે શું?
ઉચ્ચ વૃતિવાળું મન આપણને કઇ બાજુ દોરે છે?
મનની બે હાલતો કઈ છે?

---

## પાઠ ૪૩ નીતિ એ સ્વાભાવિક કાનુન છે.

સૂર્ય અને ચંદ્ર પોતાના એક ધોરણે પ્રકાશતા રહે છે, ઋતુઓ પોતાના સમયે પ્રગટી નીકળે છે, બીજને લીલી જમીનમાં રોપતાં તેમાંથી અંકૂર ફૂટે છે, એ બધું જેમ કુદરતી કાયદે થાય છે, તેમ નીતિએ ચાલતાં અંતઃકરણમાં આનંદ અને દુનિયામાં જશ મળે છે. અનીતિએ ચાલતાં

અંતઃકરણમાં બળાપો અને દુનિયામાં અપજશ મળે છે. આ પણ કુદરતી કાયદોજ છે. કેમકે નીતિ પોતેજ કુદરતી કાયદો છે, કુદરતી કાયદાને અનુસરીને રાજા કાયદાઓ બાંધતા આવ્યા-છે. રાજ્ય કાયદો તોડનારને રાજા દંડે છે, તેમ નીતિનો કાયદો તોડનારને કુદરત દંડે છે. નીતિવાન્ પ્રજા સુખી રહેછે અને અનીતિવાન્ પ્રજા દુઃખી રહે છે. નીતિથી સંપ વધે છે અને અ-નીતિથી કુસંપ રોપાય છે. સંપનું ફળ જય[1] છે અને કુસં-પનું ફળ પરાજય છે.

નીતિનો કાયદો કુદરતી હોવાથી તે પ્રમાણે વહેલું કે મોડું ફળ મળ્યા વિના રહેતું નથી. નીતિના સિદ્ધાંત પોતાની મેળે સિદ્ધ છે. તેની ખાત્રી માટે કોઇને પુછવાની અથવા શોધ કરવાની જરૂર રહેતી નથી, માટેજ તે આત્માને સ્વાભા-વિક છે, અને અનીતિ એ અનાદિ હોવા છતાં આત્માની સ્વાભા-વિક અને સરળગતિથી ઉલટી હોવાથી વિભાવિક છે.

---

### પરીક્ષા પાઠ ૪૩.

શું નીતિ એ કુદરતી કાયદો છે? નીતિએ ચાલતાં શું મળે છે?
નીતિના કાયદાને તોડનારને કોણ દંડે છે?
નીતિના સિદ્ધાંત પોતાની મેળે સિદ્ધ થાય તેવા છે કે તેના પુરાવાની જરૂર છે.?

---

## પાઠ ૪૪ નીતિ અને ધર્મનો મુકાબલો.

નીતિની હદ આ લોકમાં સુખી થઇને કેમ રેહેવાય ત્યાં સુધીની છે. તેના તમામ નિયમો મધ્યમાર્ગી છે. નીતિનો સિદ્ધાંત એ છે કે મધ્ય રસ્તે ચાલવું. એવું કહેવાય છે કેઃ—

---

૧ Union is Strength and the Strength breeds Victory.

"अति सर्वत्र वर्जयेत्"

તેથી નીતિમાં સાહસ કરીને જોખમી કામ કરવાની મના છે. નીતિનો ઉદ્દેશ વ્યવહારની ચોખવટપર છે. નીતિના નિયમોમાં મુખ્ય નિયમ એજ છે કે ધર્મ, અર્થ અને કામ એ ત્રણે વર્ગ એક બીજાને બાધ ન આવે તેમ સાધવા કહ્યું છે કે :—

अन्योन्यमविरोधेन त्रिवर्गस्यापि साधनं

નીતિનું અવલોકન બુદ્ધિગમ્ય તથા યુક્તિ યુક્ત બાબતો સુધી પહોચે છે.

આ રીતે નીતિ સંબંધી ઉંડી તપાસ કરતાં માલમ પડે છે કે નીતિનું વલણ મુખ્યત્વે કરીને સરસ રીતે યોગ્ય સ્વાર્થ કેમ સાધી શકાય એ ધોરણપર છે, તેથી તેમાં યોગ્ય સ્વાર્થ સંરક્ષણ વધારે રહેલ છે.

હવે ધર્મ વિષે વિચાર કરીએ તો ધર્મનો પાયો શ્રદ્ધાપર ચણાયેલો છે. જે આ લોકના સુખ કરતાં પરલોકના સુખને વધુ વજન આપે છે. તેથી તેના નિયમો મધ્યમાર્ગી નહિ પણ ઉત્કૃષ્ટમાર્ગી છે. જ્યારે નીતિ કહે છે કે અતિક્રોધ ન કરવો, ત્યારે ધર્મ બોધે છે કે મુદ્દલ ક્રોધ ન કરવો.

એથીજ ધર્મ પરલોકના કલ્યાણ અર્થે સાહસિક થઇને સંસારના સુખો છોડી સાધુ થઈ કેવળ પરમાર્થ સાધવાનો બોધ કરે છે. ધર્મમાં વિરક્ત થવાનો ખાસ ઉપદેશ આપે છે તે એજ ઉદ્દેશથી છે. ધર્મનું અવલોકન અદ્રષ્ટ શ્રદ્ધાગમ્ય બાબતો સુધી પહોંચે છે, અને સ્વાર્થના ભોગે પણ પરમાર્થ સાધવાને પ્રેરે છે.

એકંદરે ધર્મ નીતિ કરતાં બહુ આગળ વધે છે, કેમકે તે કેવળ પરમાર્થ પરિપૂર્ણ છે, તેમાં સ્વાર્થની લાગણી મુદ્દલ નથી

એમ કહીએતો ચાલે. ટુંકામાં કહીએ તો નીતિમાં દર્શાવેલા સદ્ગુણો ધર્મમાં પરિપૂર્ણ રીતે પ્રકાશમાન થાય છે, કેમકે ત્યાં તેઓ તેમની ઉંચી હદે પહોંચે છે.

અનીતિ બાયલાની છે, નીતિ માણુસની છે, અને ધર્મ-શૂરવીરનો છે. અનીતિ છોડી નીતિએ ચાલનાર, લોકની નીતિ છોડી મહા પુરૂષની નીતિ એટલે ધર્મે પણ છેવટે પહોંચી શકે છે.

---

### પરીક્ષા પાઠ ૪૪.

નીતિની હદ ક્યાં સુધી છે? નીતિના નિયમો કેવા છે?
નીતિનો ઉદ્દેશ ક્યાં સુધી છે? નીતિનું અવલોકન ક્યાં સુધી પહોંચે છે? નીતિને ધર્મની હદ ઉદાહરણ સહિત સમજાવો?
નીતિની મુખ્યત્યે કેવી વલણ છે? ધર્મનો પાયો શો છે?
ધર્મ કયા સુખને વધુ વજન આપે છે. ?
ધર્મના નિયમો કેવા છે. ? ધર્મ મુખ્ય પણે શું બોધે છે. ?
ધર્મમાં ખાસ ઉપદેશ શો છે ?
સદ્ગુણ પરિપૂર્ણ રીતે ક્યાં પ્રકાશે છે. ?

---

## પાઠ ૪૫ નીતિ અને ધર્મ.

નીતિ અને ધર્મ એ અરસ પરસ વિરોધી નથી. નીતિના નિયમો ને વધુ ખીલવવા માટે ધર્મની પ્રક્રિયાઓ રચાઇ છે. નીતિ વિરૂદ્ધ ધર્મ એ ધર્મ નહિ પણ તે અધર્મજ ગણાય. તેમજ ધર્મ વિરૂદ્ધ નીતિ એ દુર્નીતિ ગણાય છે.

નીતિ—એ દોરેલી હદ વાળી લીટી તે સામાન્ય ધર્મ, અને તે આગળ આગળ દોરાતી જઇ તેની અનંતતા ઉપર લઇ જાય ત્યારે સ્વધર્મ થાયછે. અથવા નીતિ, એક સદગુણોનું શરીર કે ખિંખુ તૈયાર કરે છે અને ધર્મ તેમાં જીવન મુકે છે. નીતિ

જ્યાં સુધી શ્રદ્ધા રહિત હોઇ બુદ્ધિ સાથે સંબંધ ધરાવે છે ત્યાં સુધી તેમાં સ્વાર્થનો અંશ વિશેષ રહે છે, પણ તે જ્યારે શ્રદ્ધામાં જોડાય છે ત્યારે તેમાં પરમાર્થનું નવું જીવન દાખલ થાય છે, અને તે મહાન કામો કરવા માટે સાહસિક થવાને આપણને ઉત્સાહવાન કરે છે.

આટલા વિવેચન પરથી સ્પષ્ટ રીતે જણાય છે કે ધર્મના અભિલાષીએ પહેલાં નીતિવાન થવાની મુખ્ય જરૂર છે. કેમકે નીતિથી ભ્રષ્ટ થયા તો ધર્મથી ભ્રષ્ટ થયાજ જાણવા.

આ કારણથી નીતિ અને ધર્મ એ બે એવા જોડાઇ રહ્યા છે કે તેમને જુદા પાડી સમજાવવા મુશ્કેલ થઇ પડે છે. શાસ્ત્રમાં પણ નીતિ અને ધર્મની વાતો ઘણીખરી વાર એક સાથે દેખાય છે. તેને જુદા ઓળખવાનો ટુંકો નિયમ એ છે કે સામાન્ય રીતે સદ્ગુણો પાળવા એ નીતિ છે અને અમુક ધર્મની શ્રદ્ધા રાખી તેજ નિયમોને ઉંચી હદે પાળવા સાથે તે તે ધર્મના આચાર વીચાર સ્વીકારવા એ ધર્મ છે.

---

## પરીક્ષા પાઠ ૪૫.

ધર્મની ક્રીયા શા માટે રચાઇ છે?
નીતિ વિરૂદ્ધ ધર્મને શું ગણવામાં આવે છે?
ધર્મ વિરૂદ્ધ નીતિને કેવી ગણે છે?
નીતિએ દોરેલી લાઇનને ધર્મ કયાં સુધી લઇ જાય છે?
નીતિ બિંબુ તૈયાર કરે છે, તેમાં જીવન કોણ મુકે છે?
કર્મના અભિલાષીને પેહેલી જરૂર શી છે?
નીતિ અને ધર્મને જુદા ઓળખવાને ટુંકો નિયમ શો છે?

---

## પાઠ ૪૬ નીતિના વિભાગ.

નીતિના વિભાગ મૂખ્ય આ રીતે થાય છેઃ—

સામાન્ય નીતિ અથવા સદ્‌ગુણો.

રાજ્યનીતિ એટલે સામ,[1] દામ,[2] દંડ,[3] ભેદ,[4] એ નામની ચાર રાજનીતિઓ છે.

વ્યવહાર નીતિ એટલે વેપાર વણજ સંબંધી ઠરાવેલા કાયદા કાનૂન તથા અર્થ શાસ્ત્ર.

દંડ નીતિ એટલે દીવાની તથા ફોજદારી કાયદા શાસ્ત્ર.

નય નીતિ એટલે ન્યાય શાસ્રના નિયમો.

ધર્મ નીતિ એટલે ધર્મની આજ્ઞા સાથે બતાવેલી નીતિ.

આ રીતે છ વિભાગમાં નીતિ વહેંચાયલી છે. તેમાંની સામાન્ય નીતિ અથવા સદ્‌ગુણોનો અહીં આપણને પ્રસંગ છે. બાકીના પાંચ ભાગ એ વીશેષ નીતિ છે. તેના સંબંધે વિવેચન કરવાનું આ સ્થળ નથી.

સામાન્ય નીતિના બે વિભાગ પાળી શકાયઃ—આત્મિક નીતિ અને પારસ્પરિક નીતિ. આત્મિક નીતિ એટલે પોતે પાળવાના સદ્‌ગુણો એમાં ન્યાય પ્રધાનનીતિ, શાંતિપ્રધાનનીતિ અને સાવધાનતા પ્રધાનનીતિના નિયમો સમાય છે. આપણી પારસ્પરિક નીતિ એટલે આસપાસની ફરજો. એમાં વિનય પ્રધાન નીતિ અને ઔચિત્ય પ્રધાનનીતિના નિયમોનો સમાવેશ થાય છે. પિતા પૂત્રની ફરજો, ભાઇ ભાંડુની ફરજો, સ્રી ભર્તારની ફરજો, શેઠ નોકરની ફરજો, ગુરૂ શિષ્યની ફરજો, પાડોશીની ફરજો, મંડળની ફરજો, દેશ તરફની ફરજો, રાજા તરફની ફરજો,

---

૧ સમજુતી. ૨ પૈસો. ૩ શિક્ષા. ૪ છળકપટ.

આશ્રિત તરફની ફરજો, દીન દુઃખી તરફની ફરજો અને જીવતા પ્રાણી માત્રની ફરજો એ બધી પારસ્પરિક નીતિમાં સમાય છે.

નીતિના શાસ્ત્રને નીતિશાસ્ત્ર કહે છે. જૈનમાં અર્હંન્નીતિ[1] શાસ્ત્ર નામે ગ્રંથ છે, તેમાં સામાન્ય નીતિ, રાજનીતિ તથા દંડ નીતિનું ઉપયોગી બ્યાન આપેલું છે. હિંદુઓ માટે જેમ મનુસ્મૃતિ છે તેમ જૈનો માટે અર્હંન્નીતિ છે.

---

**પરીક્ષા પાઠ ૪૬.**

નીતિના છ વિભાગ કહો? સામાન્ય નીતિના બે વિભાગ કયા છે?

આત્મિક નીતિ એટલે શું? પારસ્પરિક નીતિ એટલે શું?

જૈનમાં નીતિ શાસ્ત્રનો મુખ્ય કયો ગ્રંથ છે?

---

## પાઠ ૪૭ સપ્ત વ્યસન ત્યાગ.

જૈનમાં નીતિપર ચડવાની ઘણી સરસ રીતિ પાળવામાં આવે છે. તે રીતે કોઈપણ નવા અભ્યાસીને પહેલાં સાત વ્યસન છોડવાં પડે છે. કેમકે એ સાત વ્યસનોજ નીતિના ભંગના મુખ્ય કારણ છે. એ સાત વ્યસનો આ પ્રમાણે છે:-

| | |
|---|---|
| દ્યુત—જુગાર. | પાપર્ધિ—શિકાર. |
| માંસ ભક્ષણ. | ચોરી. |
| સુરાપાન—દારૂ પીવો તે. | પરસ્ત્રી ગમન. |
| વેશ્યાગમન. | |

વ્યસન એટલે કુટેવ. નીતિ પાલન કરવા ઈચ્છનારે આ સાતે વ્યસન અવશ્ય છોડવાંજ જોઈએ.

---

૧ - જુઓ જૈનપત્ર તરફથી પ્રસિદ્ધ થયેલ શ્રીમદ્ હેમચંદ્રાચાર્ય કૃત અર્હંન્નીતિ.

આ સાત વ્યસનમાં છેલ્લાં બે વ્યસન ચોરી અને યારી તો ખલ્લી રીતે અનીતિ છે. બાકીના પાંચ વ્યસન જરા ઉંડી રીતે જોતાં નીતિભંગ થવાના કારણરૂપે જણાય છે.

જુગાર-જુગારી માણસ જુગારમાં પોતાનું ધન ખોઈ દેતાં જુઠું બોલશે.

ચોરી—ચોરી કરનાર માણસ કેદમાં દોરાશે અથવા આત્મઘાત કરવા તત્પર થશે.

માંસભક્ષી-શિકારી--અવાચક નિર્પરાધિ પશુઓના પ્રાણ હરવા તત્પર હોવાથી જૈનરીતિએ જગતમાં તે એક જુલમગાર ગણાય, અને જુલમ ગુજારવો એ અનીતિ છે માટે ખરૂં જોતાં માંસ ભક્ષણ અને શિકાર એ બંન્ને ખરાબ વ્યસન છે.

મદિરાપાન-ઘણું નુકશાનકારક છે, અને તે સર્વ માણસને સઘળા વ્યવહાર-પરમાર્થમાં ઉપયોગી એવી બુદ્ધિને બગાડી દે છે તેથી ધર્મવાળાઓએ તેનો નિષેધ કરેલો છે.

વેશ્યાગમન-ધન સંબંધી તથા શરીર સંબંધી ઘણા ગેરફાયદા થાય છે. આનો સર્વે ધર્મમાં નિષેધ કરેલો છે.

આ સાતે વ્યસન તજવાં યોગ્ય છે. આ વ્યસનોને તજવામાં જરા પણ ખામી રહેતાં નીતિનો ભંગ થવા લાગે છે અને નીતિનો ભંગ થતાં ધર્મનો માર્ગ પણ લોપાઇ જાય છે. જેમ એ સાત વ્યસન ત્યાગ કરવા જોઇએ તેમ તે સાથે તેનો ઉદ્દેશ પણ યાદ રાખવો જોઇએ.

**ઉદ્દેશ—જુગાર રમવો તેથી પૈસા સંબંધી પાયમાલી થાય છે. તેમ જે જે કામ કરવાથી પૈસા સંબંધી પાયમાલી થવાનો સંભવ રહે તેનાથી દૂર રહેવું-જેમકે સટો, સરત બકવી એ પણ પરિણામે નુકશાનકારક છે માટે તે નહિં કરવાં.**

ઉદ્દેશ—માંસ ભક્ષણ નહિ કરવું. માંસ ભક્ષણ કરવું એ નિર્દયતાનું કામ છે. તેમજ જે જે કામ કરતાં નિર્દય થવાય તેવાં કામ નહિં કરવાં. જેમકે પરનિંદા, અન્યાયનું ધનખાવું, કન્યાના પૈસા લઈ ખાવા, એ પણ માંસ ખાવા બરોબર છે માટે તે પણ તજવા યોગ્ય છે.

ઉદ્દેશ—સુરાપાન નહિ કરવું. તેથી નીશો ચડે છે. બુદ્ધિ બગડે છે. તેમજ જેજે ખાવાથી–પીવાથી નીશો ચડતો હોય તેનાથી દૂર રહેવું. જેમકે અફીણ, ગાંજો, ભાંગ, તમાકુ વગેરે સઘળા કેફી પદાર્થો તજવાં.

ઉદ્દેશ—વેશ્યાગમન ન કરવું—કારણ તેથી એક પત્નિવૃતરૂપ સદ્‌ગૃહસ્થનો ધર્મ તૂટે છે. તેમજ જે કામ કરવાથી સદ્‌ગૃહસ્થનો ધર્મ તૂટે તે કામ તજવા. જેમકે પરણેલી સ્ત્રી સાથે કુસંપ કરી બીજી પરણી લાવવી એ પણ કામ વર્જવા યોગ્ય છે.

ઉદ્દેશ—શિકાર ન કરવો–શિકાર કરવાથી અનાથ પ્રાણી અને ગરીબોપર જુલમ ગુજરે છે. તેમજ જે જે ગરીબોપર જુલમ ગુજરે તેવા કામોથી દૂર રહેવું. જેમકેઃ—ગુલામો પકડવા, વિના કારણે લડાઈ જગાવવી, પરાયા ધનમાલ તાકવા વિગેરે જુલમી કામથી દૂર રહેવું.

ઉદ્દેશ—ચોરી ન કરવી–ચોરી કરવી એ હરામ છે. તેમજ દરેક હરામીના કામ તજવાં જેમકેઃ–છેતરવું, વિશ્વાસઘાત કરવો લુચ્ચાઇ કરવી. વિગેરે તજવું.

ઉદ્દેશ—પરસ્ત્રી ગમન ન કરવું–કારણકે વ્યભિચારી માણસ પોતાનું શું અને પરનું શું તેનું તે ભાન ભૂલી જાય છે, અને અન્યાય આચરવા તૈયાર થાય છે. જેમકેઃ–ગૃહસ્થના આચારનો ભંગ કરવો એ સંસારની નીતિથી વિરૂદ્ધ છે માટે પરસ્રી ગમન તજવા યોગ્ય છે.

આ રીતે સાત વ્યસનનો ત્યાગ કરતાં તેના પેટા ભાગમાં ઘણા નીતિ નિયમો આવી જાય છે. માટે જૈન ધર્મમાં સપ્ત વ્યસન ત્યાગને મુખ્ય નીતિ માનવામાં આવી છે.

વિશેષ નીતિ તરીકે માર્ગાનુસારીના પાંત્રીશ ગુણ વર્ણવ્યા છે. તેમાં સર્વ નીતિ સમાઇ રહે છે.

નીતિ પાળનાર માણસ સર્જન અથવા સુજન ગણાય છે અને નીતિ ભંગ કરનારને દુર્જન કે દુષ્ટ ગણવામાં આવે છે.

સજ્જનની સોબત કરવા યોગ્ય છે. અને દુર્જનની સોબત તજવા યોગ્ય છે. એમ વારંવાર શાસ્ત્રમાં સુચના કરી છે. માટે નીતિ એ ધર્મનો મુળ પાયો છે એ વાત ખરી ઠરે છે.

---

## પરીક્ષા પાઠ ૪૭.

જૈનમાં નવા અભ્યાસીને પહેલાં શું કરાવવામાં આવે છે? સાત વ્યસનના નામ કહો? જુગારથી શું નુકશાન છે? માંસ ખાવાથી શું નુકશાન છે? દારૂ પીવાથી શું નુકશાન છે? વેશ્યા ગમનથી શું નુકશાન છે? શિકારથી શું નુકશાન છે? ચોરીથી શું નુકશાન છે? પરસ્ત્રી ગમનથી શું નુકશાન છે? સાત વ્યસનના સાત્ત્ ઉદ્દેશ કહો. સજ્જન કોણ? દુર્જન કોણ?

**શિષ્યો અને શિક્ષકનું કલ્યાણ હો.**

## જૈનમાર્ગપ્રવેશિકા નં. ૨ જો. સાર્થમુખપાઠ. કિંમત ૪ આના.

**૧ સમય** — જીવસંબંધી વિચાર, કર્મનું સામાન્ય સ્વરૂપ, પરમેશ્વરની સ્તુતી, ષડ્દ્રવ્યની હકીકત, પુણ્ય, પાપ, આશ્રવ, સંવરબંધ નિર્જરા અને મોક્ષનું સ્વરૂપ એમ એકંદર નવતત્વના વર્ણનના પાઠો.

**૨ આચાર** — સમ્યક્ત્વનું સ્વરૂપ, જ્ઞાનદર્શનસંબંધી આચાર, જિનપૂજા, ગુરૂસેવા, શાસ્ત્રશ્રવણ, દાન, સાધર્મિવાત્સલ્ય, યાત્રા અને પ્રભાવનાસંબંધી પાઠો.

**૩ નીતિ** — નીતિવિવેચન, માર્ગાનુસારીના ગુણ, શ્રાવકધર્મની યોગ્યતાના ૨૧ ગુણ, નીતિના વિષયોનો સાર, દૃઢનિશ્ચય, નીતિનો કાયદો, નીતિ અને ધર્મવચ્ચે સરખામણી, તેમનો અરસપરસ સંબંધ, નીતિના વિભાગ અને વ્યસનત્યાગના પાઠો.

## જૈનમાર્ગપ્રવેશિકા નં. ૩ જો. સાર્થમુખપાઠ. કિંમત ૬ આના.

**૧ સમય** — કર્મસંબંધી વિશેષ હકીકત, (જીવજ કર્તા છે, કર્મથીજ જગતની વિચિત્રતા છે, કર્મસંબંધે જૈનની ઉત્તમ શોધ) ધર્મના મુખ્ય વિભાગ, જ્ઞાનદર્શનનું સ્વરૂપ, શ્રુતજ્ઞાનનું વિશેષ વ્યાખ્યાન, પિસ્તાલીશ આગમો: આઠ કર્મની પ્રકૃતિઓ, કર્મબંધના હેતુઓ, બંધ-ઉદય-ઉદીરણા અને સત્તાનું સ્વરૂપ, એ વિષયોના પાઠો.

**૨ આચાર** — શ્રાવકનાં બાર વ્રત, દાન–શીળ–તપભાવના, સામાયિક, પ્રતિક્રમણ, દિનકૃત્ય, પર્વાનુષ્ઠાન, પર્વો, પર્યુષણા, ક્ષમાપન, ચાતુર્માસ, જૈનદીવાળી, તીર્થો, તીર્થયાત્રા, સપ્તક્ષેત્ર-અમારીપટહ, પ્રભાવના, અને દીનોદ્ધારના પાઠો.

**૩ નીતિ** — સત્ય ન્યાય, વિનય, સરલતા, ગાંભીર્ય અને સંપ. એ છ સદ્ગુણોના વિશેષ વ્યાખ્યા, બાળકો તરફ માબાપોની અને માબાપો તરફ બાળકોની ફરજ.

**૪ પરિશિષ્ટ** — કયા ગુણસ્થાને કેટલી પ્રકૃતિઓ છે તેનું સ્વરૂપ.

નં. ૪–૫–૬–૭ માં આવનારા વિષયોનો સંક્ષેપ નં ૪ માં આવશે.

**જૈનમાર્ગ પ્રારંભપોથી ભાગ ૧ લો અને ૨ જો સામાન્ય બોધ.**

ફ. ક. લાલન.

## લાલનકૃત પુસ્તકો.

| | |
|---|---|
| | રૂ. આ. પૈ. |
| સદ્‌વક્તા. | ૧– ૦– ૦ |
| શ્રમણોપાસક નારદ (બીજી આવૃત્તિ) | તૈયાર થાય છે. |
| દ્રવ્યકાર્યનો ઉપાય. | નથી. |
| આંતરવૈદ્ય. | ૦– ૧– ૦ |
| શુદ્ધોપયોગ. (દોષવાનપર કરૂણા). | નથી. |
| આનંદપ્રસાદી. | ૦– ૧– ૦ |
| ,, (સાધુઓ માટે વાચન-મનન). | (અમૂલ્ય) |
| સવીર્યધ્યાન. (કાચી). | ૦–૧૦– ૦ |
| ,, (પાકી). | ૦–૧૨– ૦ |
| સ્વાનુભવદર્પણ. (કાચી). | ૦–૧૨– ૦ |
| ,, (પાકી). | ૧– ૦– ૦ |
| **ज्योतिर्दर्शनम्** (અમૂલ્ય.) (પોસ્ટેજ અરધો આનો). | |
| પરમજ્યોતિઃપંચવિંશતિ (પ્રથમા–દ્વિતીયા) | તૈયાર થાય છે. |
| જૈનમાર્ગ આરંભપોથી ભા. ૧ લો. | ૦– ૧– ૦ |
| ,, ભા. ૨ જો. | ૦– ૧– ૬ |
| જૈનમાર્ગપ્રવેશિકા નં. ૧ લો. | ૦– ૨– ૦ |
| ,, નં. ૨ જો. | ૦– ૩– ૦ |
| ,, નં. ૩ જો. | તૈયાર થાય છે. |
| **जैनमार्ग प्रारंभ पोथी (बालबोध)** | ૦–૧–૦ |
| Emerson Viewed | 0– 2– 0 |
| Jainism V. R Gandhi | 0 4– 0 |

**પત્રવ્યવહાર. ફ. કે. લાલન. નં. ૧૪૨ ગુલાલવાડી, મુંબઈ.**

પુસ્તકો મળવાનાં સ્થાન. જૈન માંગરોળ સભા પાયધોની; તથા પ્રસિદ્ધ પુસ્તકો વેચનારા, અને એન. એમ. એન્ડ. ત્રીપાઠી કં. પ્રીન્સેસ રોડ, મુંબઈ.